તે ઉપરથી કેટલાક વિદ્વાન પારસીઓએ સોળ શ્લોક બનાવી રજુ કર્યા, અને તેમાં બતાવ્યું, કે અમે અહુરમઝદને, સૂર્યને તથા પાંચ તત્વોને માનીએ છીએ, કસ્તી સદરો પહેરીએ છીએ, ગાયની પૂજા કરીએ છીએ, અગ્નિને ધૂપ અર્પણ કરીએ છીએ, દહાડામાં પાંચ વાર બંદગી કરીએ છીએ, અમારાં બૈરાં સુવાવડના સખત ધારા પાળે છે વગેરે. એમાંના કેટલાક રિવાજ પારસીઓએ દીવમાં આવીને રહ્યા પછી ગ્રહણ કરેલા હતા. રાણાએ તેમને પોતાના મુલકમાં રહેવાની રજા આપી, પણ એવી સરત કરી કે પારસીઓએ હથિઆર રાખવાં નહિ, ગુજરાત દેશની ભાષા બોલવી, હિંદુ રિવાજની કેટલાક રીતો લગ્નવિધિમાં દાખલ કરવી, અને પારસી સ્ત્રીઓએ હિંદુ બૈરાંના પોશાક પહેરવો. આ સરત કબુલ કરી પારસીઓ **સંજાણ**માં વસ્યા. ત્યાં તેમણે અગિઆરી પણ બંધાવી.

**સંજાણ**માંથી કેટલાક પારસીઓ **ખંભાત**, **અંકલેશ્વર**, **વરિઆવ**, **સુરત**, **નવસારી** તથા **ભરૂચ** જઈ વસ્યા. કેટલાક દક્ષિણમાં **થાણા**માં જઈ વસ્યા. કેટલાક પારસીઓ **પંજાબ** અને ઉત્તર **હિંદુસ્તાન**માં પણ ગયા. ઈરાનથી પણ બીજા પારસીઓ વખતો વખત નીકળી **ગુજરાત**નાં આ ગામોમાં અને બીજાં સ્થળોમાં આવી વસ્યા. **ખંભાત**માં પારસીઓ બહુ બળવાન થઈ પડ્યા, અને તેમણે હિંદુઓને **ખંભાત**માંથી કાઢ્યા. આ ઉપરથી ત્યાંના **કલ્યાણરાય** નામે દશાલાડ વાણીઆએ **સુરત** જઈ ઝવેરાતનો વેપાર કરી ધન એકઠું કર્યું. પછી લશ્કર ભેગું કરી **ખંભાત** પર ચઢાઈ કરી પારસીઓનાં ઘર બાળી મૂક્યાં, અને ઘણા પારસીઓને કતલ કર્યા. બાકીના નાસી છૂટ્યા. તે પછી **ખંભાત**માં પારસીની વસ્તી રહી નહિ. **થાણા**માં ફીરંગીઓએ પારસીઓ પર ખ્રિસ્તી ધર્મ ગ્રહણ કરવાનું દબાણ કર્યાથી ત્યાંથી તેઓ **કલ્યાણ** જતા રહ્યા. **થાણા** અંગ્રેજ સરકારને હાથ આવ્યા પછી પારસીઓ **થાણે** પાછા ગયા.

ઈ. સ. ૧૩૦૫ માં **અલાઉદ્દીન** ખીલજીએ **અલફખાન**ની સરદારી નીચે **સંજાણ** પર ચઢાઈ કરવા લશ્કર મોકલ્યું, તેની સામે લડવામાં પારસીઓએ **સંજાણ**ના રાણાને મદદ કરી. પારસીઓ બહુ બહાદુરીથી લડ્યા, પણ આખરે રાણો અને પારસીઓ હાર્યા અને પારસીઓનો નાયક **અરદેશર** મરાયો. આ પછી **સંજાણ**થી નાસી તેઓ **વાંસદા**

વગેરે ગામોમાં ગયા, અને કેટલાંક વર્ષ પછી **નવસારી** ગયા. પારસીઓ ઈરાનથી પોતાની જોડે અગ્નિ લાવેલા તે જ્યાં જ્યાં ગયા ત્યાં સાથે લઈ ગયા. **નવસારી**થી એ અગ્નિ તેઓ પ્રથમ **સુરત**, પછી **વલસાડ** અને અંતે ઉદવાડે લઈ ગયા. હાલ પણ ઉદવાડેજ તે છે. ઉદવાડામાં પારસીઓની મોટી અગિઆરી છે, ત્યાં આ અગ્નિની પૂજા તેમના મોબેદો કરે છે. પારસીઓનું હિંદુસ્તાનમાં સૌથી મોટું તીર્થ ઉદવાડા છે. તે **સુરત** જીલ્લાના **પારડી** તાલુકામાં દરીઆ કિનારાથી થોડેક છેટે આવેલું છે. હાલ પારસી લોકોની મોટી વસ્તી **સુરત** તથા **મુંબઈ**માં છે, અને તેઓમાંના ઘણા ખરાની હાલત સારી છે.

---

અગિઆરી—પારસીઓનું દેવળ. એમાં પવિત્ર આતશ—અગ્નિ રાખે છે.
અર્પણ—આપવું તે.
અહુરમઝદ—પારસી ધર્મપુસ્તકમાં કહેલા પૃથ્વીના પેદા કરનાર અને પાલણ કરનારનું નામ.
મોબેદ—પારસીઓનો ગોર.

---

# પાઠ ૫૮. મહંમદ ઘોરી અને પૃથ્વીરાજ.

પારસીઓ હિંદમાં આવ્યા પછી થોડાં વર્ષ રહીને એ દેશ પર મુસલમાનોના હુમલા થવા લાગ્યા, અને ઇ. સ. ના ૧૧મા સૈકાના આરંભમાં તેનું જોર ઘણું વધ્યું. **અફગાનિસ્તાન**માં **ગીઝની**ની ગાદી પર **મહમુદ** સુલતાન થયો, તેણે હિંદ પર ૧૮ સવારી કરી કેટલાક હિંદુરાજાઓનો પરાજય કર્યો, ને મોટાં મોટાં દેવળો તોડ્યાં. **મહમુદ** રાજ્યનો લોભી ન હતો, તેથી તેણે હિંદમાં કોઈ ઠેકાણે મુસલમાની સત્તા જમાવી નહિ. આગળ જતાં ૧૨મા સૈકાની



પૃથ્વીરાજ.

આખરમાં ફરી પાછા હિંદને મુસલમાનોની સામા ટક્કર લેવાનો

સમય આવ્યો. એ વેળા દિલ્હી, અજમેર, કનોજ અને ગુજરાત એ ચાર હિંદુસ્તાનમાં મુખ્ય રજપુત રાજ્ય હતાં. દિલ્હીમાં તુંવાર વંશ રાજ્ય કરતો હતો, પણ તે વંશના રાજાને પુત્ર ન હોવાથી તેણે પોતાની દીકરીના દીકરા પૃથ્વીરાજ ચોહાણને પોતાની ગાદી આપી. પૃથ્વીરાજને પોતાના બાપ તરફથી અજમેરનું રાજ્ય મળ્યું હતું, તેથી બે ગાદીઓ એકઠી થઈ. પૃથ્વીરાજ મહા પરાક્રમી વીર હતો. તેની માસીનો દીકરો જયચંદ રાઠોડ કનોજનો રાજા હતો. તેણે પૃથ્વીરાજની અદેખાઈ કરી તેની જોડે લડાઈ કરી, અને તેથી બેઉ નબળા પડ્યા.

આવી હકીકત ચાલતી હતી તેવામાં ગીઝનીના રાજાના ભાઈ શાહબુદ્દીન ઉર્ફે મહંમદ ઘોરીએ ઈ. સ. ૧૧૯૧માં હિંદુસ્તાન પર ચઢાઈ કરી. પૃથ્વીરાજ તેની સામે બે લાખ માણસનું લશ્કર લઈ ગયો. પાણીપતના મેદાનમાં થાણેશ્વર પાસે યુદ્ધ થયું. મુસલમાન સવારો આગળ ધસવા ગયા એટલે રજપુતો તેમની આસપાસ ફરી વળ્યા. મુસલમાન લશ્કરમાં ભંગાણ પડ્યું. પૃથ્વીરાજની સેનાએ તેમની મિટ્ટી દાણાદાણ કરી નાખી. મહંમદ ઘોરી ઘેરાઈ ગયો અને બહુ બહાદુરીથી લડતાં તે ઘવાયો. બહુ મુશ્કેલીથી તે નાસી જઈ શક્યો. પૃથ્વીરાજ ચાળીસ માઈલ સુધી તેની પાછળ પડ્યો. મહંમદ ઘોરી લાહોર થઈ ગીઝની જતો રહ્યો.

આ હારથી થએલી ફજેતી મહંમદ ઘોરીના મનમાં ખટક્યા કરતી હતી, અને તેને નિરાંતે ઊંઘ પણ આવતી ન હતી. તે ફરી ચઢાઈ કરવાના વિચાર કરતો હતો, તે દરમિઆન પૃથ્વીરાજ એશઆરામમાં વખત કાઢતો હતો. જયચંદની પુત્રીને તે હરણ કરીને લાવ્યો, તેથી તેની જોડે લડાઈ ચાલી. વળી તેણે પોતાના સામંતોનું અપમાન કરી તેમને બેદીલ કરી નાખ્યા. મુસલમાનો શું કરે છે તેની તેણે ખબર પણ રાખી નહિ. ઇ. સ. ૧૧૯૩ માં મહંમદ ઘોરી, તુર્ક, અફગાન વગેરે લોકોની બહુ બળવાન ફોજ લઈ ફરી ચઢી આવ્યો. લાહોરથી તેણે પૃથ્વીરાજને સંદેશો મોકલ્યો, કે તમે મુસલમાન ધર્મ ગ્રહણ કરશો તો તમારી સાથે મિત્રાચારી કરીશું, નહિતો લડવા તૈયાર થજો. પૃથ્વીરાજે આ સંદેશો તુચ્છકારી કાઢ્યો અને ઉત્તર કહાવ્યો, કે તમારે પાછા ફરવું હોય તો અમે તમને હેરાન નહિ કરીએ અને જવા દઈશું.

પાણીપતના રણમાં વળી જંગ મચ્યો. રજપુતો કંઈ ગફલતમાં રહ્યા. તેમની અને મુસલમાન સેનાની વચ્ચે સરસ્વતી નદી હતી. મહંમદ ઘોરી એક દહાડો મળસકે પોતાના લશ્કરને નદી ઓળંગાવી એકાએક પૃથ્વીરાજની સેના પર ધસ્યો. આ ઓચીંતા હુમલાથી રજપુતોમાં ગરબડ થઈ, પણ આખરે તેઓ ગોઠવાઈ જઈ સામા ધસ્યા. આ પરથી મહંમદ ઘોરીએ પોતાનું લશ્કર પાછું હઠાવ્યું, અને રજપુતોને આગળ આવવા દીધા. રજપુતો આમ આગળ જતાં વીખરાયા, એટલે મહંમદ ઘોરી બખ્તરવાળા બાર હજાર ઘોડેસવારો લઈ તેમના પર ધસ્યો. ઘણા રજપુતો રણમાં પડ્યા. મુસલમાનોના જુસ્સા આગળ રજપૂત સેના ટકી નહિ. મરવું ભલું પણ નાસવું નહિ, એવો નિશ્ચય કરી શૂરો પૃથ્વીરાજ અંત લગી લડ્યો. તેને મુસલમાન સવારોએ જીવતો ઝાલ્યો.

મુસલમાન ઇતિહાસકારોના હેવાલ પ્રમાણે મહંમદ ઘોરીએ પૃથ્વીરાજનો ઘાત કરાવ્યો; પણ પૃથ્વીરાજના આશ્રિત ચંદબારોટે પૃથ્વીરાજ રાસો નામે કાવ્ય રચ્યું છે, તેમાં લખ્યું છે કે પૃથ્વીરાજને પકડી ગીઝની લઈ ગયા, અને આંધળો કરી તેને બેડીઓ પહેરાવી. ત્યાં તેણે શબ્દવેધી બાણ મારવાનો પ્રયોગ બતાવવાને બહાને મહંમદ ઘોરી પર બાણ છોડી તેનો જીવ લીધો, અને પછી પોતે પણ મુઓ.

---

આશ્રિત—આસરો મેળવી રહેનાર.
મિટ્ટી દાણાદાણ—તદ્દન પાયમાલી.
શબ્દવેધી—શબ્દ ક્યાંથી આવે છે તે પારખી નિશાન તાકીને છોડવામાં આવે છે તે.

---

# पाठ ५९. फिरोजशाह तघलख.



ફિરોજશાહનો રોજો.

પાણીપતની લડાઇમાં પૃથ્વીરાજ મરાયા પછી દિલ્હી મુસલમાનોના હાથમાં ગયું, અને હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્યે જડ ઘાલી. દિલ્હીની ગાદી પર કેટલાક અફગાન વંશો થઇ ગયા, તેમાંનો એક તઘલખ નામે હતો. તે ઈ. સ. ૧૩૨૧ થી ૧૪૧૨ સુધી ચાલ્યો. એ વંશમાં ફિરોજશાહ નામે એક ઘણો પ્રખ્યાત પાદશાહ થઇ ગયો છે.

એક વિદ્વાને કહ્યું છે કે યુદ્ધના વિજયો કરતાં શાંતિના વિજયો ઉતરતા હોતા નથી. જે યોદ્ધાઓ લડાઇના મેદાનમાં વિજય મેળવે છે, અને તેમાં પણ વિશેષે કરી જેઓ સ્વદેશ ખાતર, ધર્મ ખાતર કે ન્યાય

ખાતર રણે ચઢ્યા હોય છે, તેઓનાં યશસ્વી નામ ઇતિહાસમાં બેશક પ્રકાશવા લાયક છે. પણ જેઓ લોકના કલ્યાણ માટે હંમેશાં શ્રમ કરે છે, અને એ કામમાં જય મેળવે છે તેઓની કીર્તિ જરા પણ ઓછી તેજસ્વી નથી. હિંદુસ્તાનના ઇતિહાસમાં અશોક અને હર્ષવર્ધન શીલાદિત્ય પછી આ બીજી તરેહની કીર્તિવાળો પહેલવહેલો રાજા ફિરોજશાહ તઘલખ થયો. ફિરોજશાહની મા દીપલપુરના રજપુત રાજાની કુંવરી હતી. એમ કહેવાય છે કે એના પિતાએ એને સુલતાન સાથે પરણાવવાની ના કહી, તેથી મુસલમાનો એના રાજ્યને હેરાન કરતા હતા, અને પ્રજાની એ હેરાનગતિ મટાડવા માટે કુંવરીએ સુલતાનને પરણવાની ઇચ્છા બતાવી અને પરણી. માના ગુણ છોકરાંમાં આવે છે, એ નિયમ પ્રમાણે ફિરોજશાહમાં પણ લોકનું હિત કરવાની જોરાવર લાગણી આવી હતી.

આ ન્યાયી અને ધર્મિષ્ઠ રાજાએ મહંમદ તઘલખે જે જે માણસો ઉપર જુલમ કર્યો હતો, તેમને બનતો બદલો વાળી આપીને એમની પાસેથી સંતોષ પામ્યાનાં લખાણ કરાવી લીધાં, અને તે સર્વને મહંમદની કબરમાં મૂક્યાં.

ફિરોજશાહની પહેલાંના પાદશાહ મહંમદ તઘલખે ખેડુતોને તગાવી ધીરવાનો રિવાજ દાખલ કર્યો હતો, પણ એના વખતમાં કરનો બોજો એવો ભારે હતો, કે તેઓને માથે રાજ્યનું દેવું ઘણું થઈ ગયું હતું. ફિરોજશાહે એના વજીરની સલાહથી એ બધું માંડી વાળ્યું, અને એ બાબતના સરકારી દસ્તાવેજો બાળી મૂક્યા. વેરો ઘટાડી કુરાનમાં કહેલો છે તેટલોજ રાખ્યો, અને પ્રજા પાસેથી કોઈ અમલદાર જોર જુલમથી નાણાં કઢાવે, તો તે માટે ભારે શિક્ષા ઠરાવી. આથી રૈયત પૈસાદાર થઈ. એમનાં ઘરબાર, ધન, ધાન્ય, સરસામાન અને ઘોડાઓથી શોભવા લાગ્યાં. એક પણ સ્ત્રી એવી ન હતી કે જેને ઘરેણાં ન હોય, અને એવું એકે ઘર ન હતું કે જેમાં સારા પલંગ, બિછાનાં અને દિવાનખાનાં ન હોય. આખા દિલ્હીના રાજ્ય ઉપર ખુદાની મહેરબાની વરસતી હતી.

ખુદાની મહેરબાની વરસે એમાં નવાઈ પણ નહિ. ફિરોજશાહે નહેરો, બંધો, પૂલો, કિલ્લાઓ, મસીદો, મદ્રેસાઓ, સરાઓ વગેરે

બધાં મળીને ૮૪૫ નવાં લોકોપયોગી કામો કર્યાં હતાં. તેણે જમના અને સતલજ નદીમાંથી નહેરો કાઢી. તેમાંની જમનાની નહેર બસેં માઈલ લાંબી હતી, અને તે આજ પણ એટલા લાંબા દેશને પાણી પુરૂં પાડે છે. આ નહેરો ઉપર હોશિઆર ઈજનેરો રાખવામાં આવ્યા હતા. તેઓ ચોમાસામાં રેલથી એનો કાંઠો ભાંગે તૂટે એ તપાસતા અને સરકારને જાહેર કરતા. આથી જમીન ઘણી ફળદ્રુપ થઈ, અને ઋતુઋતુના પાક ઉતરવા લાગ્યા. ફિરોજશાહને બગીચાનો ઘણો શોખ હતો. ખાસ દિલ્હીની આસપાસ બારસેં અને તેજ પ્રમાણે બીજે ઘણે ઠેકાણે બગીચા રચાવી તેણે દેશની ઉપજ વધારી. કહે છે કે આ બગીચાઓમાં સાત તરેહની તો કાળી અને ધોળી દ્રાક્ષો થતી, અને ફક્ત એના વેચાણમાંથી તિજોરીને વર્ષે દહાડે એક લાખ રૂપીઆનો નફો થતો. વળી પડતર જમીન ખેડાણમાં લીધી, તેથી પણ ઉપજ આવવા લાગી, અને તે ઉપજ વિદ્યાના ઉત્તેજનમાં અને ધર્માદા ખરચમાં વપરાતી.

ફિરોજશાહે પોતાના રાજ્યમાં ઘણા સુધારા કર્યા એટલુંજ નહિ, પણ એ એની પ્રજાના પિતા જેવો હતો. ગરીબ અને બીનરોજગારી માણસને એ આશ્રય આપતો. બાપ ઘરડો થયો હોય તો છોકરાને નોકરીમાં રાખતો, અને ઘરડા નોકરોને પાળતો. વળી નિર્ધન મુસલમાનોને ધન આપી પરણાવી આપતો, અને રાજ્ય તરફથી તેણે ધર્માદા દવાખાનાં ઉઘાડ્યાં હતાં. પોતાના રાજ્યમાં એણે મૂર્તિપૂજાની સખત બંધી કરી હતી, તોપણ હિંદુઓ તરફ એ સામાન્ય રીતે દયા ભાવ રાખતો અને તેઓને કનડતો નહિ.

ફિરોજશાહને આ સઘળાં યશસ્વી કામમાં મદદ દેનાર તેનો નીમકહલાલ અને કાબેલ વજીર મકબુલખાન કરીને હતો. એ વજીર મૂળ તેલંગણનો એક સારા કુળનો હિંદુ હતો, અને તે પાછળથી મુસલમાન થઈ ગયો હતો. ફિરોજશાહ બે બે ત્રણ ત્રણ વર્ષ દિલ્હી છોડી દૂર લડાઈએ ગયો હતો, તે વખતે આ નીમકહલાલ વજીરને લીધેજ રાજ્ય શાંતિમાં અને આબાદીમાં ચાલતું હતું, અને ફિરોજશાહની ગેરહાજરી જણાઈ આવતી ન હતી.

---

સરા—વટેમાર્ગુઓને ઉતરવાની ધર્મશાળા.

---

# પાઠ ૬૦. તૈમુરની સવારી.

ફિરોઝશાહ પછી ચોથો પાદશાહ મહમુદ તઘલખ નામે થયો, તે



તૈમુર.

ઈ. સ. ૧૩૯૪માં દિલ્હીની ગાદીએ બેઠો, ત્યારે તેની ઉંમર નાની હતી. પાદશાહની સત્તા નબળી પડી ગએલી હતી. મોટા મોટા પ્રાંતોના સુબાઓ સ્વતંત્ર થવા લાગ્યા હતા. તેમણે હવે બંડ કર્યાં, અને પોતપોતાના તાબાના મુલકના તેઓ ધણી થઈ બેઠા. દિલ્હી શહેરમાં ઉમરાવોના બે પક્ષ પડ્યા, અને તેમની વચ્ચે ખુનરેજી ભરેલી લડાઈઓ ચાલી રહી.

આવી અંધાધુંધીની સ્થિતિમાં દિલ્હી ઉપર સને ૧૩૯૮ માં એકાએક મોટી આફત આવી. તૈમુર નામે વિકરાળ પાદશાહ સમરકંદમાં રાજ્ય કરતો હતો. પશ્ચિમ અને મધ્ય એશિઆના દેશો જીતી તેણે લૂટ્યા હતા. એના જોદ્ધા તાતાર હતા. દિલ્હીની અસ્તવ્યસ્ત સ્થિતિની ખબર સાંભળી તે બહુ વિશાળ સૈન્યનું ધાડું લઈ શહેરો લૂટતો અને બાળતો ચઢી આવ્યો. એનું એક લશ્કર પહેલું એના દીકરાના દીકરા પીરમહંમદના હાથ નીચે આવ્યું, અને તેણે સિંધુ નદી ઉતરી મુલતાન સર કર્યું. તે પછી તૈમુર પોતે હિંદુકુશથી ઉતરી આવ્યો. તે સિંધુ નદી પાર ગયો એટલે પંજાબનો સુબો મુબારકખાં તેની સામે થયો, પણ મુબારકખાંથી ટકાયું નહિ અને તે નાઠો. તૈમુર આગાડી વધ્યો. રસ્તામાં ભૂતનેર શહેર આવ્યું, તે પર હલ્લો કરી તૈમુરે તે લીધું. શહેરના લોકો શરણે આવ્યા, અને તૈમુરે શરતો કરી તેમને માફી આપી. પણ કંઈ ભૂલ થવાથી તૈમુરના લશ્કરે તે શહેરને આગ લગાડી, અને શહેરના તમામ માણસોને કતલ કરી નાખ્યા. આગળ વધતાં રસ્તામાં જે જે ગામ આવ્યાં તેના

લોકને તૈમુરના લશ્કરે વાઢી નાખ્યા. જે ગામના લોક તૈમુરની સવારી આવતી સાંભળી ગામ ઉજાડ મૂકીને નાસી તેજ બચ્યા, પણ ઘણા કેદ પકડાયા. તૈમુર દિલ્હીની નજીક આવ્યો, ત્યારે મહમુદ તઘલખ અને તેનો વજીર લશ્કર લઈ સામા આવ્યા, પણ તેમની ફોજ હારી અને મહમુદ ગુજરાત ભણી નાઠો. તૈમુરના લશ્કરમાં હિંદુ અને મુસલમાન કેદીઓ હતા, તેમની સંખ્યા ઘણી હોવાથી વખતે તેઓ નડશે એમ ધારી તૈમુરે તેમને તમામને કતલ કરાવી નાખ્યા. ઇતિહાસ લખનાર ફીરસ્તા કહે છે, કે એ પ્રમાણે એક લાખ કેદીને કાપી નાખ્યા, પણ તેમાં કંઈક અતિશયોક્તિ જણાય છે. તૈમુરે હિંદુસ્તાનના પાદશાહની પદવી ધારણ કરી. દિલ્હીના લોકો તાબે થયા. તેમનું રક્ષણ કરવાનું તૈમુરે વચન આપ્યું. લોકો પાસે જોરજુલમથી દંડ ઉઘરાવવા માંડ્યો તેમાં લોકો સામે થયા. તૈમુરના લશ્કરે શહેરમાં લૂટફાટ અને કતલ ચલાવી મૂકી. પાંચ દિવસ સુધી એમ ચાલ્યું. કેટલાક રસ્તામાં મુડદાંના ઢગલા એટલા થયા કે જવાનો માર્ગ રહ્યો નહિ. તૈમુરના સિપાઇઓએ શહેર સળગાવી મૂક્યું. આ દરમિઆન તૈમુર પોતાના સરદારો સાથે ઉજાણીઓ કરવામાં પડેલો હતો. તેના સિપાઇઓનાં અતિ ઘાતકી કામ તેણે જોયાં કીધાં અને તેમને બીલકુલ રોક્યા નહિ. આખરે સિપાઇઓ કતલ કરતાં થાક્યા, અને લૂટવાનું કંઈ રહ્યું નહિ ત્યારે તૈમુરે કૂચ કરવાનો હુકમ કર્યો. નીકળવાને દિવસે તેણે મસીદમાં ઇશ્વરની બંદગી કરી ઉપકાર માન્યો. દિલ્હીમાં તે પંદર દિવસ રહ્યો. શહેરમાંથી તેણે ઘણું દ્રવ્ય લૂટ્યું અને અસંખ્ય સ્ત્રીપુરૂષોને ગુલામ કર્યા, તથા સમરકંદમાં મસીદ બાંધવા સારૂ જોડે કેટલાક કડીઆ તથા સલાટને પણ પકડી ગયો.

આ પછી તૈમુરે મીરત લૂટ્યું અને ત્યાંના લોકોને કતલ કર્યા. હરદ્વાર સુધી તે જઈ પહોંચ્યો. પાછા ફરતાં તેણે લાહોર લૂટ્યું. ત્રેસઠ વર્ષની ઉંમરનો છતાં તે લડાઈમાં આગળ પડતો અને શ્રમ ખમી શકતો.

તૈમુરના ગયા પછી દિલ્હીમાં બે મહીના અરાજ્ય રહ્યું. પછી નસરતખાંને હાથ તે શહેર આવ્યું. તેની કનેથી ઇકબાલખાંએ છીનવી લીધું. પછી ગુજરાતથી મહમુદ તઘલખ પાછો આવ્યો, તે નામનો પાદશાહ રહ્યો.

---

| | |
|---|---|
| અતિશયોક્તિ—હોય તેના કરતાં અતિશય વધારીને જે કહેલું તે. | અરાજ્ય—અંધેર. |
| | અસ્તવ્યસ્ત—છિન્નભિન્ન. |

# पाठ ६१. अकबरनी युद्धनीति तथा राज्यनीति.

તૈમુરની સવારી પછી લગભગ ૧૨૫ વર્ષે પાણીપતનું મોટું યુદ્ધ થયું, તેને પરિણામે દિલ્હીની ગાદી અફગાન વંશમાંથી મોગલ વંશમાં ગઈ. એ મોગલ વંશમાં અકબર નામે એક ઘણો નામાંકિત પાદશાહ થયો છે. અકબર તેર વર્ષની ઉંમરે ગાદીએ આવ્યો, ત્યારે હિંદુસ્તાનમાં તેનું રાજ્ય નામનુંજ હતું. દિલ્હી અને આગ્રાની આસપાસનો કેટલોક મુલક અને પંજાબ સિવાય બીજો કોઈ પ્રાંત તેને તાબે રહ્યો ન હતો. દેશમાં ઠેરઠેર બંડ જાગ્યાં હતાં. બંગાળામાં પઠાણોનું રાજ્ય હતું, અને મધ્ય હિંદુસ્તાનના રજપુત રાજાઓ મોગલ પાદશાહોથી અલગ રહેલા હતા. અકબરના



અકબર.

અમીરોમાં પણ બેદીલી ફેલાએલી હતી અને તેનું લશ્કર મોટું ન હતું. આ કારણોથી કેટલાક સરદારોનો મત તો એવો હતો કે હિંદુસ્તાન છોડી કાબુલ ચાલ્યા જવું. પણ અકબરે પોતાના શિક્ષક બહેરામખાનને મુખ્ય રાજ્યાધિકારી બનાવ્યો, અને તેની સલાહ પ્રમાણે પોતાના બાપની ગાદી પાછી સ્થાપવાનો પ્રયત્ન આરંભ્યો. બહેરામે અકબરના દુશ્મનોનો પરાજય કર્યો અને અકબરની સત્તા કાયમ કરી. અઢાર વર્ષની ઉંમરે અકબરે કૂલ રાજ્યાધિકાર પોતાના હાથમાં લીધો. તેનું રાજ્ય બહુ પરાક્રમી અને કીર્તિવંત નીવડ્યું. પોતાના અમીર ઉમરાવો અને સુબેદારો પર પોતાની સત્તા બેસાડી એટલુંજ નહિ, પણ રાજ્ય ચારે તરફ ફેલાવ્યું, અને આખરે તે હિંદુસ્તાનનો ખરેખરો પાદશાહ થયો.

રાજ્યની લગામ હાથમાં લઈ અકબરે પઠાણોને હરાવ્યા, બંગાળા તાબે કર્યું, માળવામાં થએલું બંડ સમાવ્યું અને ત્યાં પોતાની સત્તા કાયમ

કરી. તે પછી ગુજરાત, કાઠિઆવાડ, સિંધ, કાશ્મીર, કાબુલ, કંદહાર અયોધ્યા, કટક, બહાર, ઓઢીઆ વગેરે પ્રાંતો તાબે કર્યા, અને મેવાડ, મારવાડ, બિકાનેર વગેરેના રજપુત રાજાઓને વશ કર્યા. આ બધા વિજય અકબરે પોતાના બુદ્ધિબળ, દ્દઢતા, ખંત, સાહસ અને શૌર્યને લીધે મેળવ્યા હતા. શત્રુનું બળ મોટું હોય, ત્યાં અકબર પોતે સેનાનો અધિપતિ થઈ લડાઇએ ચઢતો. બંડ ઊઠયું હોય ત્યાં તે એટલી ત્વરાથી જઈ પહોંચતો, કે પાદશાહ આવી પહોંચ્યાનું પ્રથમ માન્યામાં આવતું નહિ. એવે પ્રસંગે બંડખોરોમાં ફેલાએલા ગભરાટનો લાભ લઈ તે તેમના પર હુમલો કરતો, અને પોતાનું આવી પહોંચેલું લશ્કર બહુ થોડું હોય, તેથી આચકો ન ખાતાં પોતાની જાતને પણ જોખમમાં નાખતો. શત્રુ-ઓના કિલ્લાઓ સર કરવામાં સુરંગો ફોડવા સારૂ તે બહુ કુશળતાવાળા પ્રયોગ રચતો. યુદ્ધમાં આટલો પ્રવીણ છતાં તેને લડવા ખાતર લડાઇઓ ચલાવવાનો શોખ ન હતો. લડાઈનું કામ શરૂ કરી સેનાપતિઓને સૂચના આપી તે પાછો ફરતો, અને રાજ્યનું કામ હાથમાં લેતો. લડાઇઓ લાંબી ચાલતી, પણ વિજય થતો તે પુરેપુરો અને આખરનો થતો. અકબર પહેલાં કોઈ પાદશાહની સત્તા તાબાના મુલકોમાં આટલી મજબુત જામી ન હતી.

વિજય થયા પછી હારેલા રાજા પર કે સરદાર પર અકબર ક્રૂર આચરણ કરતો નહિ. પોતે બહાદુરી માટે તેનું સન્માન કરી તેને પોતાના અમીર વર્ગમાં દાખલ કરતો, અને પ્રાંતની સુબેદારી આપતો. પકડા-એલા શત્રુને તે કદી કતલ કરતો નહિ અને ગુલામ બનાવતો નહિ. રજપુત રાજાઓને વશ કરી અકબરે તેમને પોતાના મિત્ર બનાવ્યા. તેમના મુલક તેણે લઈ લીધા નહિ, અને તેમનાં ધર્મમંદિરો તોડ્યાં નહિ. તેમની કુંવરીઓ સાથે અકબરે પોતાનાં અને પોતાના શાહજાદાઓનાં લગ્ન કર્યાં. હિંદુ મુસલમાનોનો ભેદ ન ગણતાં રજપુતોને તે લશ્કરના ઉપરી બનાવતો, અને પ્રાંતોના સુબેદાર નીમતો. આ રીતે હિંદુ સૈન્ય પણ તેની મદદમાં આવતું હતું.

જે ઉદારતા અને દીર્ઘદૃષ્ટિથી અકબરની યુદ્ધનીતિ ફતેહ પામી, તેજ ગુણોને લીધે તેની રાજ્યવ્યવસ્થા બહુ ઉત્તમ નીવડી. ધર્મ વિષયમાં તે બીલકુલ ઝનુની ન હતો. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે સર્વ ધર્મવાળાનું

તે રક્ષણ કરતો, અને બધા પર સરખી દૃષ્ટિ રાખતો. હિંદુઓને રાજ્યની જાત જાતની નોકરીમાં તેણે દાખલ કર્યા. મુસલમાની ધર્મ ન માનનાર પાસે જજીયા વેરો લેવામાં આવતો તે તેણે રદ કર્યો. જાત્રાળુઓ પરનો વેરો પણ તેણે માફ કર્યો. આસરે પચાસેક વેરા તેણે કાઢી નાખ્યા, અને ફક્ત જમીનની ઉપજમાંથી ત્રીજો ભાગ લેવાનું ઠરાવ્યું. ખેડાણ લાયક બધી જમીનનું ખરૂં માપ લેવાને, દરેક વીઘામાં શું પાકે છે તથા તેમાંથી રાજભાગ કેટલો લેવો તે નક્કી કરવાને, તથા રાજભાગના પાક બદલ રોકડ કેટલો વેરો લેવો તે ઠરાવવાને તેણે બહુ મોટી યોજના કરી. ટોડરમલ નામે કાયસ્થ અકબરના મહેસુલખાતાનો પ્રધાન હતો. તેણે આ મોટું કામ અકબરના હુકમ પ્રમાણે કર્યું હતું. આજ લગી મહેસુલની આ પદ્ધતિ ચાલુ રહી છે. અબુલફઝલે આઇને અકબરી નામે પુસ્તક લખ્યું છે, તેમાં અકબરે કરેલી બધી વ્યવસ્થાઓનું વિગતવાર વર્ણન કર્યું છે.

ન્યાયખાતામાં હિંદુઓને અકબરે દાખલ કર્યા નહિ, પણ હિંદુઓ વચ્ચેની તકરાર બ્રાહ્મણો ચુકવે એવી ગોઠવણ કરી. બીજું બધું ઇનસાફનું કામ મીરઅદલ અને કાજીએ કરવાનું તેણે ફરમાવ્યું. બળાત્કારથી હિંદુ વિધવાઓને સતી કરી બાળી મૂકવાની તેણે બંધી કરી; તેમજ બાળવિવાહની મના કરી અને વિધવાવિવાહની છૂટ આપી. યજ્ઞમાં થતો પશુઓનો વધ તેણે અટકાવ્યો. રૈયતના સુખ માટે અકબર બહુ કાળજી રાખતો. રાજ્યનાં કામ તે નિયમસર અને સત્ય માર્ગે ચલાવતો. અકબરની રાજ્યનીતિથી દેશમાં આબાદી થઈ અને બધે એક સરખી વ્યવસ્થા થવાથી રાજ્યનું કામ થાળે પડ્યું. રાજ્યકર્તાઓમાં તે અનુપમ થઈ ગયો.

---

| | |
|---|---|
| અબુલફઝલ—અકબરનો વડો પ્રધાન. | દીર્ઘદૃષ્ટિ—લાંબી નજર. |
| | મીરઅદલ—મુખ્ય ન્યાયાધીશ. |

---

# पाठ ६२. हलदीघाटनी लडाई.



સલીમ ઉપર પ્રતાપનો હલ્લો.

હલદીઘાટનું મેદાન અરવલી પર્વતની તળેટીમાં એક ખીણના મોં આગળ આવેલું છે. એ મેદાનની આજુબાજુનો મુલક ડુંગરા, જંગલો,

ઝરા અને ખીણોથી ભરેલો છે. ત્યાંના ઊંચા અને સીધા પર્વતો વચ્ચે થઈ ઉદેપુર જવાના રસ્તા એટલા સાંકડા છે, કે બે ગાડીઓ પણ મુશકેલીથી જાય.

એ મેદાનમાં સંવત ૧૬૩૨ ના શ્રાવણ સુદ સાતેમને દિવસે રજપૂત અને મોગલ સૈન્યો વચ્ચે મોટું યુદ્ધ થયું. મેવાડનો રાણો પ્રતાપસિંહ બાવીસ હજાર શૂરા રજપૂતો લઈને હલદીઘાટને નાકે અકબર પાદશાહની ફોજને ખાળવા સારૂ આવી ઉભો હતો. અનેક રજપુત રાજાઓ દિલ્હીના પાદશાહને નમ્યા હતા. આંબેર (જયપુર), જોધપુર, બિકાનેર વગેરેના રાજાઓએ પોતાની કુંવરીઓને પાદશાહને ત્યાં પરણાવી હતી, અને તેમના પુત્રો પાદશાહની નોકરીમાં સરદાર થયા હતા; પરંતુ મેવાડના સિસોદીઆ રાણાઓ મુસલમાન પાદશાહને તાબે થયા ન હતા, અને તેનાથી અલગ રહ્યા હતા. આંબેરના મહા બુદ્ધિમાન અને પરાક્રમી રાજા માનસિંહને અકબરે સૈન્ય લઈ દક્ષિણમાં મોકલ્યો હતો. તે શોલાપુર જીતી પાછા આવતાં પ્રતાપસિંહને મળવા આવ્યો, ત્યારે પ્રતાપસિંહે તેનો તિરસ્કાર કર્યો હતો, અને તેને કહ્યું હતું કે તુર્કને કન્યા આપનાર સાથે હું જમતો નથી. આ અપમાનથી ક્રોધે ભરાઈ અકબરે પોતાના વડા શાહજાદા સલીમના હાથ નીચે મોટું લશ્કર મેવાડ પર મોકલ્યું. રાજા માનસિંહ અને પ્રતાપસિંહનો મુસલમાન થઈ ગએલો ભત્રીજો એ લશ્કર સાથે હતા. પાદશાહી ફોજ અરવલીની પશ્ચિમ બાજુની ખીણોમાંથી પેઠી, અને મેવાડ જવાના માર્ગની મુખ્ય ખીણ તરફ આગળ વધી.

પ્રતાપસિંહે હલદીઘાટની નાળના મોં આગળ પોતાના રજપુત સૈનિકોને ગોઠવ્યા, અને ડુંગરોની ધારો તથા શિખરો ઉપર જંગલી ભીલોને મૂક્યા. ભીલો પાસે હથિઆરમાં તીરકામઠાં હતાં, અને દુશ્મન પર ગબડાવવાના મોટા પથરા હતા. રજપુત અને મોગલ સૈન્યનો ભેટો થતાં પ્રતાપ પોતાના લાલ વાવટા સાથે રણમાં ધસ્યો, અને જ્યાં પુરેપુરૂં યુદ્ધ જામી રહ્યું હતું ત્યાં જઈ પહોંચ્યો. તે પરાક્રમ જોઈ અનેક સામંતો પોતાની ટુકડીઓ લઈ ધાયા, અને મરણનો ભય ન રાખતાં શત્રુ પર તૂટી પડ્યા. રાજા માનસિંહને પ્રતાપસિંહે બહુ ખોળ્યો, પણ તેની સાથે યુદ્ધ કરી વેર લેવાનો લાગ મળ્યો નહિ; પરંતુ સલીમના દેહરક્ષકોને કાપતો કાપતો પ્રતાપ સલીમના હાથી પાસે જઈ પહોંચ્યો. પ્રતાપનો ઘોડો

ચેતક સલીમના હાથી પર એક પગ મૂકી ઉંચો થયો. સલીમના હોદ્દાને લોખંડનાં પતરાં જડેલાં ન હોત, તો શૂરા રજપુત રાજાના ભાલાથી અકબરનો વારસ નાશ પામ્યો હોત. હાથીનો માવત મરાયો અને હાથી ઉન્મત્ત થઈ સલીમને લઈને નાઠો. એ સ્થળે ભારે કતલ મચી રહી. સલીમની વ્હારે આવી પહોંચેલા મોગલો અને પ્રતાપની મદદમાં સામેલ થએલા મેવાડના યોદ્ધાઓ વચ્ચે જંગ મચ્યો. પ્રતાપને એક ગોળીનો, ત્રણ ભાલાના અને ત્રણ તરવારના મળી સાત જખમ થયા હતા, તોપણ તેણે પાછી પાની કરી નહિ. તેને માથે રાજછત્ર ધરેલું હતું તે તેણે કઢાવી નાખ્યું નહિ. તેથી દુશ્મનો તેને ઓળખી શકતા હતા, અને એકત્ર થઈ તેના પર વિશેષ મારો ચલાવતા હતા. ત્રણ વાર યોદ્ધાઓએ તેને દુશ્મનોમાંથી છોડવ્યો, અને આખરે તે ઘેરાઈ જવાની તૈયારીમાં હતો, એટલામાં અણીની વખત આવેલી જોઈ સાદરીના ઝાલા રાજા માનાએ રાજછત્ર ખેંચી લઈ પોતાને માથે ધરાવ્યું, અને મોગલોનો જમાવ હતો ત્યાં તે ધસ્યો. એ પ્રતાપ છે એમ ધારી મોગલોએ તેના પર હુમલો કર્યો, અને તેની આસપાસ લડાઈ જોસથી ચાલી. આ દરમિઆન પ્રતાપને તેના માણસો દૂર ખેંચી ગયા. ઝાલો રાજા અને તેના દોઢસો સામંતો મરાયા. રજપુતોએ બહુ બહાદુરી દાખવી, પણ મોગલ ફોજની સંખ્યા બહુ મોટી હતી, અને મોગલો પાસે ઘણી તોપો હતી, તેથી મોગલ લશ્કરનો જય થયો. હલદીઘાટના રક્ષણ માટે એકઠા થએલા બાવીસ હજાર રજપુતોમાંથી ફક્ત આઠ હજાર રણભૂમિમાંથી જીવતા પાછા ગયા. ગ્વાલીઅરનો પદભ્રષ્ટ રાજા રામસિંહ મેવાડના રાજાનો પરોણો થઈ રહ્યો હતો તેણે, તેના પુત્ર ખંડેરાવે અને તેમના સાડી ત્રણસેં તુંવાર યોદ્ધાઓએ એ રણસંગ્રામમાં પડી મેમાનગીરીનો બદલો વાળ્યો. હલદીઘાટની ભૂમિ મેવાડના ઉત્તમ લોહીથી છંટાઈ ગઈ. મેવાડમાં દરેક ઘર પાળનાર વિના સુનું થઈ પડયું, અને સર્વત્ર શોક ફેલાઈ રહ્યો.

પ્રતાપ એકલો ચેતક પર સવાર થઈ રણમાંથી નાસી નીકળ્યો. બે મોગલો તેની પાછળ પડ્યા, પણ ચેતક એક નદી કૂદી આગળ વધી ગયો. ચેતકને પણ ઘા થયા હતા, ને તેનાથી બહુ દોડાયું નહિ. પાછળ પગલાં સંભળાયાં. પુઠળ ફરી જુએ છે તો પ્રતાપસિંહે પોતાના ભાઈ

શુક્તસિંહને આવતો દીઠો. બે ભાઇઓને અણબનાવ હતો, અને શુક્તસિંહ અકબરના લશ્કરમાં દાખલ થએલો હતો; પણ પોતાના ભાઈ પ્રતાપને એકલો નાસતો જોઈ તેનું હૃદય ભરાઈ આવ્યું, અને તે પ્રતાપની મદદે નીકળી આવ્યો હતો. પાછળ પડેલા બે મોગલોને હણી તે પ્રતાપ પાસે આવી પહોંચ્યો, અને બે ભાઇઓ પહેલીજ વાર ભેટ્યા. ચેતકનો તંગ છોડતાં તે જમીન પર પડ્યો અને મરણ પામ્યો. એ જગાએ તે ઉમદા ઘોડાની યાદગીરીમાં પ્રતાપે એક ચોતરો બંધાવ્યો, તે હાલ પણ ચેતકનો ચબુતરો કહેવાય છે.

ઝાલા માનાએ દર્શાવેલી સ્વામિભક્તિને લીધે મેવાડનું રાજછત્ર તે દિવસથી તેના વંશજો પર ધરાય છે.

| | |
|---|---|
| દેહરક્ષક—શરીરનો બચાવ કરનાર. | પદભ્રષ્ટ—ગાદી પરથી ઉ મૂકેલો. |

## पाठ ६३. सर टोमस रोनी जहांगीर साथेनी मुलाकात.

ઇ. સ. ૧૬૦૫ માં અકબર મરણ પામ્યો અને તેનો દીકરો જહાંગીર પાદશાહ થયો તે પહેલાં થોડુંક થયાં હિંદુસ્તાનમાં અંગ્રેજ વેપારીઓ આવ્યા હતા. એ વેપારીઓને મોગલ પાદશાહના અમલદારો તથા પોર્ટુગીઝ લોકો બહુ હેરાન કરતા હતા, અને છૂટથી ધંધો કરવા દેતા ન હતા. એથી તેમને માટે વેપારના હક મેળવવા તથા તેમનું રક્ષણ થાય એવા, કોલકરાર કરાવવા ઇંગ્લાંડના રાજા પહેલા જેમ્સે સર ટોમસ રો નામે એલચીને જહાંગીર પાદશાહ તરફ મોકલ્યો. સર ટોમસ રોએ પોતાની મુસાફરીનો હેવાલ લખ્યો છે


સર ટોમસ રો.

તે ઘણો વાંચવા લાયક છે. જહાંગીરના દરબાર વિષે અને તેના વખતની રાજ્યવ્યવસ્થા વિષે બહુ ઉપયોગી માહીતી એ હેવાલ પરથી મળે છે.

સર ટોમસ રો સને ૧૬૧૫ ના જાન્યુઆરી માસમાં હિંદુસ્તાનમાં આવી પહોંચ્યો. પાદશાહના હુકમથી તેની આગતાસ્વાગતા સારી કરવામાં આવી, અને તેને માન આપવામાં આવ્યું. સુરત બંદરે ઉતરતાં ત્યાંના સુબાએ સર ટોમસ રોના સામાનની જડતી લેવા માંડી, અને કેટલોક માલ લઈ લેવા પ્રયત્ન કર્યો. દરીઆ કાંઠે આવી ગેરવ્યવસ્થા ચાલતી હતી અને કોઈ બોલતું ન હતું. પણ સર ટોમસ રો સામો થયો, અને કહ્યું, કે હું મોટા સ્વતંત્ર રાજાનો એલચી છું, તેથી મારા અને મારા માણસોના સામાનને કોઈથી અડકાય નહિ. પોતાનો માનમરતબો સાચવવાનો અને ઇંગ્લાંડના રાજાના પ્રતિનિધિ તરીકે પોતાની પદવી જાળવવાનો તેણે આગ્રહ રાખ્યો, તેથી મોગલ દરબાર પર બહુ સારી અસર થઈ, અને અંગ્રેજોની ઉંચી ગણના થવા લાગી.

સુરતથી બુરાનપુર અને ચિતોડ થઈ સર ટોમસ રો અજમેર જઈ પહોંચ્યો. રસ્તામાં કેટલાંક શહેરો ઉજડ થઈ ગએલાં અને કેટલાંક આબાદ હાલતમાં જોવામાં આવ્યાં. એવાં શહેરો વચ્ચેનો તફાવત બહુ નવાઈ જેવો લાગતો હતો. અકબરના મરણ પછી રાજ્યનો બંદોબસ્ત પડી ભાંગવા માંડયો હતો. રાજ્યના મુલકો સુબાઓને ઇજારે અપાતા, અને સુબાઓ લોકો પર જુલમ કરી પૈસા કઢાવતા હતા.

અજમેરમાં જહાંગીરનો મુકામ આવેલો હતો. અહીં પાદશાહ કને જઈ સર ટોમસ રોએ નજરાણાં રજુ કર્યાં. પણ જહાંગીરની જાહોજલાલી જોતાં તેને પોતાનાં જૂજ નજરાણાં ધરતાં શરમ આવી.

સર ટોમસ રો જહાંગીરના દરબારમાં લગભગ ત્રણ વર્ષ રહ્યો. જાહેર પ્રસંગોએ જહાંગીર તેને બહુ માનવાળી બેઠક આપતો. ખાનગી મુલાકાતોમાં પણ પાદશાહ તેને બોલાવતો, તથા તેની સાથે બહુ ઘરવટથી વર્તતો અને ઠઠ્ઠા મશ્કરી પણ કરતો. જહાંગીર ખાનગીમાં રાતે દારૂ પીતો ત્યાં પણ સર ટોમસ રોને બોલાવતો. એવે ઠેકાણે પણ જહાંગીર અસંખ્ય હીરા, માણેક, મોતી પહેરીને બેસતો, અને સોનાના રત્નજડિત જામ તેની અને દરબારીઓની આગળ મુકાતા. બેભાન થઈ ઢળી પડતાં સુધી જહાંગીર પી પી કરતો. પછી એકદમ દીવા હોલવી નખાતા અને

સર ટોમસ રોને અંધારામાં નીકળી જવું પડતું. દહાડે આ બનાવો વિષે વાત પણ કરવાની દરબારીઓને મના હતી, અને કોઈ વાત કરે તો દારૂ પીવાના ગુના માટે જહાંગીર તેને સજા કરતો. જહાંગીર કોઈ વખત ક્રૂરતાથી વર્તતો, તોપણ સર ટોમસ રો કહે છે કે તે બુદ્ધિમાન હતો, અને સારા અંતઃકરણવાળો હતો. કળાનો તથા હુન્નરનો તેને શોખ હતો. તેના દરબારમાં ઈસુખ્રિસ્તનાં, તેમજ ઇંગ્લાંડના કેટલાક રાજા રાણીઓનાં અને ઉમરાવનાં ચિત્ર હતાં. પાદશાહ દરબારમાં હંમેશ નિયમસર આવતો, અને સૌ લોકોને દરબારમાં આવવાની તથા દાદ સંભળાવવાની છૂટ હતી.

જહાંગીરના જન્મદિવસે તેની તુલા થતી, તે ક્રિયા જોઈ સર ટોમસ રોને બહુ આશ્ચર્ય લાગ્યું. રત્નોથી, સોનાથી, રૂપાથી, કીનખાબથી, તેજાનાથી, ઘીથી, દાણાથી એમ એક પછી એક જુદી જુદી વસ્તુઓથી પાદશાહની તુલા થતી, અને પછી તે પદાર્થો ઉમરાવોને અને બીજાઓને આપી દેવામાં આવતા.

જહાંગીર સવારીમાં ફરતો અને લડાઈએ જતો, ત્યાં પણ સર ટોમસ રોને સાથે લઈ જતો. સર ટોમસ રો કહે છે કે સવારીમાં બહુ દબદબો તેમજ અવ્યવસ્થા થતી. કીનખાબની અને રંગરંગની કનાતો બંધાતી. પાદશાહના તંબુની કનાતથી અર્ધા માઈલનો ઘેરાવો થતો. મુકામ બહુ સારી રીતે ગોઠવાતો, પણ સવારી ઉપડવાની હોય ત્યારે બંદોબસ્ત સારો ન હતો. વાહન માટે જનાવર મળતાં નહિ, ગાડાં વખતસર ભરાતાં નહિ, અને કેટલાકને પાછળ રહી જવું પડતું.

જહાંગીરનો દરબાર ખટપટથી ભરપુર હતો, અને જેનું જોર ચાલતું હોય તેને લાંચ આપ્યા વિના કોઈનું કામ થતું નહિ. આ કારણથી સર ટોમસ રોને પોતાનો હેતુ પાર પાડવો બહુ મુશકેલ થઈ પડ્યો. વલંદા તથા ફીરંગી લોકો અને જેસુઈટ પંથના પાદરીઓ અંગ્રેજોની સામા થતા. વળી જહાંગીરની માનીતી બેગમ નુરજહાં અને તેનો ભાઈ અસોફખાં તથા શાહજાદો શાહજહાં એ સૌ પણ તેમની સામે હતા; તેથી સર ટોમસ રોથી જહાંગીર પાસે કોલકરાર કરાવવાનું બની શક્યું નહિ. પરંતુ જહાંગીરે એટલું કર્યું, કે પોતાના સુબાઓ ઉપર ફરમાન લખી મોકલી સુરતના અંગ્રેજ વેપારીઓ પાસેથી તેમણે ખોટી રીતે નાણાં

કઢાવેલાં તે પાછાં અપાવ્યાં. જહાંગીરે ઈંગ્લાંડના રાજા પર પત્ર લખી આપ્યો, તે લઈ સર ટોમસ રો પાછો ફર્યો.

તુલા—એક પાસ પુરૂષ અને બીજી પાસ કીંમતી ધાતુ કે જવાહીર મૂકી તોલ કરવાની ધર્મક્રિયા.

# પાઠ ૬૪. શાહજહાંની જાહોજલાલી.



શહાજહાં મયૂરાસન.

હિંદુસ્તાનના ઇતિહાસમાં અકબર, જહાંગીર, અને શાહજહાંનો સમય બહુ આબાદી અને સમૃદ્ધિનો હતો. તેમાં અકબર અને જહાંગીરના કરતાં પણ શાહજહાંના સમયમાં દેશમાં વધારે શાંતિ અને શોભા હતી, અને પાદશાહને પોતાને જાહોજલાલી અને ભપકાનો વધારે શોખ હોવાથી તે દબદબા ભર્યા દરબારો ભરતો, અને અદ્ભુત શોભાવાળાં મકાનો બંધાવતો.

આ સમયમાં યુરોપના કેટલાક મુસાફરો આ દેશ જોવા તથા તેની સાથે વેપાર ઉઘાડવા આવેલા, તેમાં ટેવર્નિઅર નામે એક **ફ્રાંસનો** ઝવેરી હતો. તેણે પોતાની મુસાફરીનું વર્ણન આપ્યું છે, તે ઉપરથી તે વખતની પાદશાહી જાહોજલાલીનું આપણને ભાન થાય છે. આ પાદશાહના એક દરબારનું વર્ણન આપતાં ટેવર્નિઅર લખે છે, કે આ ભવ્ય અને વિશાળ દિવાનખાનું ત્રણ બાજુએ ખુલ્લું છે, ચાર ફૂટ ચોરસ એવા બત્રીસ આરસના સ્તંભ ઉપર કમાનો વાળેલી છે. **શાહજહાંનો** પ્રથમ વિચાર એવો હતો કે આ સ્તંભમાં મિનાકારી કામ કરવું, પણ જોઈતાં સાધનો મળી ન શકવાથી એ વિચાર માંડી વાળ્યો.

દિવાનખાનાની વચમાં એક તખ્ત નાખેલું હતું. એના ઉપર બેસી પાદશાહ લોકની દાદ ફરિઆદ સાંભળતો. પાદશાહને બેસવાની ગાદી ઉપર સોનેરી કીનખાબ અથવા ભરગચ્છીનું સુંવાળું બિછાનું પાથરવામાં આવતું, અને એ ગાદીને ચાર ખુણે ચાર થાંભલીઓ હતી. એ થાંભલીઓને ઢાલ, તરવાર બાણ વગેરે રાજચિહ્ન બાંધવામાં આવતાં, તથા એક દાંડા ઉપરથી છત્ર ઝૂકી રહેતું હતું. તખ્ત ઉપર ચઢવા માટે બે ફૂટ લાંબાં ત્રણ પગથીઆં હતાં. તખ્તની આગળ વીસ ફૂટ ચોરસ જમીન કઠેરાથી ઘેરેલી હતી. કઠેરાને સાધારણ રીતે રૂપાનાં અને કેટલીક વાર સોનાનાં પતરાંથી ઢાંકી લેવામાં આવતા. આમાં ચાર ખુણે દિવાની અને ફોજદારી કામમાં સલાહ આપનાર ચાર અમલદારો બેસતા. કઠેરાની આસપાસ બીજા અમલદારો બેસતા, અને પાસે ધીરૂં ધીરૂં મધુરૂં ગાયન થયા કરતું.

અગિઆર વાગ્યાને શુમારે મુખ્ય અમલદાર—નવાબ સાહેબ—પોતાના ખાતાની હકીકત પાદશાહને જાહેર કરી જતા. એલચીઓ સુદ્ધાં સર્વને પાદશાહથી કેટલેક દૂર રહેવું પડતું. પાદશાહની રજા વગર કોઈથી પાસે મુલાકાત લેવા અવાતું નહિ. દરબારમાં એક, દોઢ અથવા બે કલાક સુધી ઉમરાવો, રાજાઓ અને પર રાજ્યના પ્રતિનિધિઓ માથાં નમાવી નીચી આંખે શાંત થઈને અદબ કરી ઉભા રહેતા. સરકારી કામકાજ થઈ રહ્યા પછી પાદશાહ ઘોડાઓ વગેરેની સંભાળ લેવામાં આવેલી છે કે નહિ તેની તપાસ કરતો. તે માટે ઘોડાઓ તથા હાથીઓને દિવાનખાના આગળથી પસાર કરવામાં આવતા. હાથી

જ્યારે બરાબર તખ્તની સામે આવતો, ત્યારે તેના ઉપર બેઠેલો માવત તેને અંકુશ ખોસીને પાદશાહને સલામ કરવા માટે ડાબો પગ વળાવી સૂંઢ ઉંચી કરાવતો. હાથીઓ આવી ગયા પછી ગેંડાઓ તથા વાઘ, સિંહ વગેરેની રમતો થતી. ત્યારપછી લશ્કરના સિપાઈઓની પણ હાજરી લેવાતી.

પણ શાહજહાંની જાહોજલાલીની મુખ્ય યાદગીરી એનું તખ્તેતાઉસ એટલે મયૂરાસન છે. તેનું વર્ણન ટેવર્નિઅર આ પ્રમાણે આપે છે. તે છ ફૂટ લાંબું અને ચાર ફૂટ પહોળું છે, તેને વીસ પચીસ ઈંચ ઉંચા એવા ચાર પાયા છે, અને એના ઉપર આડા ગજનું ચોકઠું મૂકી તે ઉપર તખ્ત ગોઠવેલું છે. આ ગજ ઉપર સામી બાજુ ખુલ્લી રાખી ત્રણ તરફ બધી મળી બાર થાંભલીઓ આવેલી છે, અને એના ઉપર તખ્તનો ઘુમટ છે. પાયા અને આ આડા ગજ સોને મઢેલા છે, અને તેમાં હીરા, માણેક તથા પાનાં જડેલાં છે. ગજને મધ્ય ભાગે ચાર ખુણે ચાર પાનાં અને વચ્ચે માણેક, એવાં ચોકુલીઆં છે. માણેક અને પાનાની વચ્ચેની જગામાં હીરા પૂરેલા છે. કેટલેક ઠેકાણે સોનાનાં મોતી બેસાડેલાં છે. બે પડખે બે અને પાછળ એક એમ ત્રણ તકીઆ છે, તથા ચારે તરફ ઢાલ, તરવાર, તીર, અને ભાથા લટકાવવામાં આવ્યાં છે, અને ચડવા માટે પગથીઆં છે. એ સર્વ જવાહીરથી જડેલાં છે. ઘુમટના અંદરના ભાગમાં હીરા અને મોતી મૂકેલાં છે, અને ચોતરફ મોતીનાં તોરણ છે, એ આખા તખ્તનો કીંમતીમાં કીંમતી ભાગ છે. ઘુમટ ઉપર એક કળા કરેલો સોનાનો મોર બેસાડેલો છે. એ મોર ભાતભાતનાં જવાહીરથી જડેલો છે, અને એમાં ઘણી કારીગરી કરેલી છે. મોરની બે બાજુએ કલગીઓ આવેલી છે, એમાં જવાહીરથી જડેલાં સોનાનાં ભાતભાતનાં ફૂલ છે. તખ્તથી ચાર ફૂટ દૂર સાત આઠ ફૂટ ઉંચા હીરા, માણેક અને મોતી જડિત દાંડાવાળી બે પડખે બે છત્રીઓ છે. એ છત્રીઓ લાલ મખમલની છે, અને એને ફરતી મોતીની ઝાલર છે. ઈ. સ. ૧૭૩૮ માં ઇરાનનો નાદીરશાહ હિંદ પર ચઢી આવી એ તખ્ત લૂટી લઈ ગયો.

શાહજહાંને મકાન બાંધવાનો ઘણો શોખ હતો. એણે બંધાવેલા તાજમહેલનું નામ કોણે નહિ સાંભળ્યું હોય? પોતાની વહાલી બેગમ મુમતાજમહાલની કબર માટે એણે આ સુંદર મકાન બંધાવ્યું

હતું, અને એનો બાંધનાર મુખ્ય કારીગર વેનિસનો હતો. આ મકાન જમના નદીને કાંઠે નદી એની સાથે ઘસાઇને જાય એવી રીતે આવેલું છે. એ સફેદ સુંવાળા આરસનું બનેલું હોવાથી ચાંદની રાતે બહુ રમણીય લાગે છે. એનો સુંદર નાજુક ઘાટ, એના દરેક ભાગનું બરાબર પ્રમાણ, અને એની બારીક નકશી ને કારીગરી જોઇને નજર ઠરી જાય છે.

---

# पाठ ६५. शिवाजी अने औरंगजेब.



શિવાજી.

શાહજહાં પછી ઔરંગજેબ હિંદુસ્તાનનો પાદશાહ થયો તેણે હિંદુઓ તરફની અકબરની ઉદાર રાજ્યનીતિ ફેરવી નાખી, અને

ધર્મના ઝનુનથી તેમના પર બહુ જુલમ કર્યો. આ ભૂલ ભરેલી રાજ્યનીતિનાં પરિણામ બહુ વિષમ થયાં. **ઔરંગજેબ** સુખેથી રાજ્ય કરવા પામ્યો નહિ. રજપુત રાજાઓ મોગલ પાદશાહના પક્ષ-માંથી નીકળી જઈ સામા પડ્યા. રજપૂતોની જબરી કુમક ગઈ એટલુંજ નહિ, પણ દક્ષિણમાં મુસલમાન રાજ્યનો મહાન્ શત્રુ ઉભો થયો, અને આખરે મોગલ વંશને ધોકો પહોંચ્યો.

**શાહજહાંના** રાજ્યમાં **ઔરંગજેબ** દક્ષિણનો સુબો હતો, ત્યારથી તેને **શિવાજી**નો પ્રસંગ પડ્યો હતો. **ઔરંગજેબે** **વિજાપુર** ઉપર ચઢાઈ કરી, ત્યારે **શિવાજી** પણ **વિજાપુર**ના મુલકમાં લૂટફાટ કરી તે રાજ્યના કિલ્લા પોતાને કબજે કરતો હતો. **ઔરંગજેબે** તેને પોતાની જોડે સામેલ થવા બોલાવ્યો. **શિવાજીએ** તેને નમ્રતા ભરેલો ઉત્તર મોકલ્યો પણ તેનાથી છુટો રહ્યો. **શિવાજી**નો બાપ **શાહજી** ભોંસલે **વિજાપુર** રાજ્યની નોકરીમાં હતો, અને **શિવાજી**ની લૂટફાટને લીધે **શાહજી**ને કેદ થવું પડ્યું હતું.

**શિવાજી** ઉંમરે **ઔરંગજેબ**થી આઠ વર્ષે નાનો હતો. તેને લખતાં વાંચતાં આવડતું ન હતું. નાનપણમાં તે મહાભારત અને રામાયણની કથાઓ બહુ રસથી સાંભળતો, અને તેમાંથી તેને પરાક્રમ કરવાનો ઉત્સાહ થઈ આવ્યો. મુસલમાનો માટે ઉંડો તિરસ્કાર તેના મનમાં બંધાયો હતો, તથા હિંદુ ધર્મનો અને હિંદુ પ્રજાનો મુસલમાનોથી છુટ-કારો કરવાની ઉત્કંઠા તેને થઈ હતી. પ્રથમ તો તેણે **કોંકણ**માં ધાડો પાડવા માંડી, અને પહાડના **માવલી** નામે લોકો એકઠા કરી **વિજાપુર** તથા **અહમદનગર**ના મુલકોમાં લૂટફાટ ચલાવી. **તોરણા**, **સિંહગઢ**, **પુરંદર**, **પ્રતાપગઢ**, **રાયગઢ** વગેરે કિલ્લાઓ તેણે તાબે કર્યા. એમાંના કોઈ અજાણતાં છાપો મારી લીધા, કોઈ કિલ્લેદારોને લાંચ આપી લીધા અને કોઈ કપટ કરી લીધા.

**શિવાજીએ** ધીમે ધીમે મોગલ પાદશાહના મુલકમાં લૂટફાટ ચલા-વવા માંડી. **શાહજહાંના** મંદવાડની ખબર સાંભળી ગાદી મેળવવા **ઔરંગજેબને** **દિલ્હી** જવું હતું, તે વખતે **શિવાજીએ** તેને વિષ્ટિ મોકલી અને મોગલ રાજ્યમાં કેટલાક હકની માગણી કરી. **ઔરંગજેબે** લૂટ-ફાટ માટે તેને માફી આપી, અને શરત કરી કે **શિવાજીએ** લશ્કરની ટુકડી

મોકલવી; તથા શિવાજીના હક વિષે હવે પછી વિચાર કરવાનું રાખ્યું. શિવાજી ઔરંગજેબથી છેતરાય એવો ન હતો. તેણે પણ ટુકડી મોકલવાનું મુલતવી રાખ્યું.

ઔરંગજેબ ગાદીપતિ થયા પછી શિવાજીએ કેટલોક કાળ વિજાપુર સાથે લડાઈઓ ચલાવી આખરે સલાહ કરી. પછી તેણે મોગલ રાજ્યમાં લૂટ ચલાવવા માંડી. ઔરંગજેબે તેની સામે સૈન્ય મોકલ્યું. મોગલ સેનાપતિ પુનામાં હતો, ત્યાં રાત્રે શિવાજીએ છાનામાના તેના ઘરમાં પેસી હલ્લો કર્યો અને તેને નસાડ્યો. આ પછી શિવાજી એકાએક સુરત પર ચઢી આવ્યો, અને છ દિવસ સુધી તે શહેર લૂટ્યું. મુસલમાનોને મક્કે હજ કરવા લઈ જતાં વહાણ તેણે પકડ્યાં. સુરત બાબુલ મક્કા એટલે મક્કાનો દરવાજો કહેવાતું હતું. ઔરંગજેબ જેવા ચુસ્ત મુસલમાનને આ અપમાનથી બહુ ક્રોધ ચડ્યો. વળી શાહજીના મરણ પછી શિવાજીએ રાજ્યપદવી ધારણ કરી, અને પોતાના સિક્કા પાડવા માંડ્યા. આ ઉપરથી ઔરંગજેબે રાજા જયસિંહ તથા દિલીરખાંને સેનાપતિ બનાવી દક્ષિણમાં મોકલ્યા. એમણે શિવાજીને પાછો હઠાવ્યો અને તેના કેટલાક કિલ્લા સર કર્યા. તેમની સામે ટકાય તેવું ન હતું, તેથી શિવાજીએ જયસિંહ જોડે સલાહ કરી. શિવાજી પાસે કેટલાક કિલ્લા મોગલ પાદશાહના જાગીરદાર તરીકે રહેવા દેવાના ઠરાવ્યા, અને વિજાપુરના મુલકની ઉપજના કેટલાક હિસ્સા પર તેનો હક ઠરાવ્યો. વિજાપુર પર ચઢાઈ કરવામાં શિવાજી સામેલ થયો અને બહાદુરીથી લડ્યો. ઔરંગજેબે શિવાજી પર પત્ર લખી તેણે કરેલી સેવા વખાણી અને તેને દિલ્હી બોલાવ્યો. દિલ્હીમાં માન મળશે અને ઈજા નહિ થાય એવું જયસિંહે



ઔરંગજેબ.

વચન આપ્યાથી **શિવાજી** પોતાના પુત્ર **સંભાજી** ને કેટલાંક માણસ સાથે દિલ્હી ગયો. **શિવાજી**ને મેળવી લઈ મોગલ રાજ્યનો પાયો મજબુત કરવાનો આ બહુ સારો લાગ હતો, પણ ધર્માંધ **ઔરંગજેબ**ને એ રસ્તો ગમ્યો નહિ અને રાજ્યનીતિમાં તે ચૂક્યો. **શિવાજી**નું તેણે અપમાન કર્યું અને તેને આખરે દિલ્હીમાં નજરકેદ કર્યો. **શિવાજી**એ પોતાનાં માણસો મોકલી દીધાં અને માંદો હોવાનો ઢોંગ કરી તે સૂઈ રહેવા લાગ્યો. સાધુઓને અને ફકીરોને તેણે ટોપલા ભરી મિઠાઈ મોકલવા માંડી. એમ કેટલાક દહાડા ચલાવી એક દિવસ તે અને **સંભાજી** ટોપલામાં બેસી તે ઉપર મિઠાઈ મૂકી પહેરા બહાર નીકળી દિલ્હીમાંથી છટકી ગયા.

આ રીતે **ઔરંગજેબે** **શિવાજી**ને કટ્ટો દુશ્મન બનાવ્યો. **ઔરંગજેબે** **શિવાજી**ને ભોળવવા સલાહ કરી, પણ **શિવાજી** એ કપટ સમજતો હતો. કેટલોક કાળ શાંતિમાં ગયા પછી મોગલ અને મરાઠા વચ્ચે દક્ષિણમાં પાછી લડાઈ ચાલી. મરાઠા પડે પડે ને ઉભા થાય તેવા હતા. રણસંગ્રામમાં ઉભા રહી તેઓ ઝાઝું લડતા નહિ, પણ તેમના ઘોડેસવાર ફરતા રહી શત્રુઓને બહુ પજવતા. **ઔરંગજેબ**ને પોતાના શાહજાદા તથા સેનાપતિઓ પર એવો અણવિશ્વાસ હતો, કે કોઈ સરદારને એકલાને સૈન્યનો ઉપરી ન નીમતાં તે બેબેને સેનાપતિ બનાવી મોકલતો તેઓ માંહોમાંહે લડતા અને **શિવાજી** તેમને લાંચ આપી ફોડતો. **ઔરંગજેબ** વહેમમાં પડી ઘડી ઘડી સેનાપતિઓ બદલતો. મોગલ ફોજમાં પહેલાં જેવું શૌર્ય રહ્યું ન હતું, અને મરાઠા પર મેળવેલા જય નામના હતા. **શિવાજી**એ **રાયગઢ**માં ભારે દબદબાથી પોતાનો ફરી રાજ્યાભિષેક કર્યો. **ઔરંગજેબે** **શિવાજી** જોડે ઓગણીસ વર્ષ લડાઈ ચલાવી, પણ **શિવાજી**નું જોર વધતુંજ ગયું. આના ખેદથી **ઔરંગજેબ** ઘડપણમાં બહુ હેરાન થયો.

જે કાળ શાંતિમાં ગયો હતો, તે દરમિઆન **શિવાજી**એ પોતાના રાજ્યની બહુ સારી વ્યવસ્થા ઘડી. રાજ્યનાં જુદાં જુદાં ખાતાંનું કામ સારા બંદોબસ્તથી ચાલે એવી તેણે મંત્રિમંડળની ગોઠવણ કરી હતી. લુટફાટમાં ધન કઢાવવા તે જુલમ કરતો, પણ તે વિના નકામી ક્રૂરતા કરતો નહિ. બૈરાંછોકરાંને હેરાન કરતો નહિ અને મુસલમાનની મસીદો

તોડતો નહિ. ધર્મ પર તેને ઘણી નિષ્ઠા હતી, અને સ્વદેશ માટે તેને ઘણું અભિમાન હતું. મરાઠી રાજ્યનાં તેણે ઉંડાં મૂળ નાખ્યાં. એ મહા પરાક્રમી રાજા સને ૧૬૮૦ માં ત્રેપન વર્ષની ઉંમરે મરણ પામ્યો.

રાજ્ય અને ધર્મના વિગ્રહમાં આમ એક બીજાની સામે પડેલા ઔરંગજેબ અને શિવાજી કેટલીક બાબતમાં સરખા હતા. બંનેની રહેવાની રીત અત્યંત સાદી હતી. બેઉ જણ બહાદુર અને બુદ્ધિશાળી હતા.

| | |
|---|---|
| વિગ્રહ—ઝગડો. | વિષમ—નઠારાં. |

# पाठ ६६. पृथ्वीनो पोपडो अने तेनी रचना.

જમીનની સપાટી પર જે ફેરફારો નિરંતર થયાં કરે છે, તે સહેજ જોવામાં આવે છે; પરંતુ પૃથ્વીનું પેટું કેવું છે, તે ઘન છે કે પ્રવાહી છે, તેમાં કયા કયા પદાર્થો છે, તેમાં કેવા કેવા ફેરફાર થાય છે, વગેરે બાબતો સહેલાઈથી લક્ષમાં આવતી નથી. ભુસ્તરવિદ્યાનાં પુસ્તકો વાંચવાથી પણ એ બાબતનું જ્ઞાન બરાબર થતું નથી. એ જ્ઞાન મેળવવાને ડુંગરો, વહેળા, સમુદ્રના કિનારા, ખાણો, જમીનની બહાર નીકળેલી ખડકોની અણીઓ વગેરે લક્ષ દઈને નિહાળવાં જોઈએ.



ઊના પાણીનો ઊડતો ધોધ.

પૃથ્વીના પેટામાં શું છે તે જાણવા માટે જમીન ખોદીશું, તો અંદરની ગરમીને લીધે ત્રણ ચાર હજાર ફૂટ કરતાં વધારે ઉંડા જઈ શકાશે નહિ; તથાપિ બીજાં સાધનો વડે શુમારે વીસ માઈલની ઉંડાઈ લગી પૃથ્વીના પોપડાની માહીતી મળેલી છે.

પૃથ્વીના પેટામાં અનેક જાતના ખડકો મળી આવે છે. ભૂસ્તરવેત્તાઓએ એ ખડકોના મુખ્ય ત્રણ વર્ગ પાડ્યા છે. પહેલા વર્ગમાં રેતાળ અથવા જળમળ ખડક, બીજામાં વનસ્પતિજ અને પ્રાણિજ ખડક, અને ત્રીજામાં આગીઆ ખડકનો સમાવેશ થાય છે.

દર વર્ષે નાની મોટી નદીઓમાંથી ખાંડીબંધ મળ, રેતી અને કાંકરા ઘસડાઈ જઈ તેમના મોટા થર દરીઆને તળીએ બાઝે છે. એ થરોમાં પાણી જોડે તણાઈ આવેલાં ઝાડનાં પાંદડાં, લાકડાના કકડા વગેરે ચોંટી ગએલાં હોય છે; અને શંખ, સીપો તથા કાચલાં, માછલાં વગેરે પ્રાણીઓનાં હાડપિંજર મિળસેળ થઈ આગળ જતાં તેમના પથ્થર બને છે. એવા પથ્થરને જળમળ ખડક કહે છે.

આપણા દેશમાં ખનીજ કોયલાની પુષ્કળ ખાણો છે. એમાંની એક ખાણમાં ઉતરીને જોશો, તો કોયલાના થર પર થર બાઝેલા નજરે પડશે. એ કોયલા શી રીતે બન્યા હશે? ભૂસ્તરવેત્તાઓએ ઠરાવ્યું છે, કે ઘણા પ્રાચીન કાળમાં વિશાળ જંગલો પાણીની નીચે ભોંયમાં દટાઈ જઈ જમીનના પેટામાંની ગરમી વડે તથા ઉપરની માટીના દબાણથી તેમના કોયલા બન્યા. એમને વનસ્પતિજ કે ઉદ્ભિજ્જ ખડક કહે છે.

સમુદ્રમાં કરોડો જીવજંતુઓ વસે છે. એ પ્રાણીઓ મરી જઈ શંખ, સીપ તથા કવચના થર દરીઆને તળીએ ઠરે છે. એ થર ધીમે ધીમે કઠણ થઈ પથ્થર બને છે. એને પ્રાણિજ ખડક કહે છે. ખડી અને ચુનાના કેટલાક પથ્થર એ રીતે બનેલા છે.

પૃથ્વી પર બળતા પહાડો અને ઉના પાણીનાં ઝરણાં છે, તે પરથી તેના પેટામાં ઘણી ગરમી છે એવું જણાઈ આવે છે. આપણા દેશમાં જ્વાળામુખી પર્વતો નથી, પરંતુ ઉના પાણીનાં ઝરણાં પુષ્કળ છે. જમીનના પેટામાંની ગરમીને લીધે કોઈ કોઈ વાર ધરતીકંપ થાય છે, અને જમીન ઉપસી આવે છે અથવા નીચે બેસી જાય છે. જમીનમાં જેમ વધારે ઉંડું ખોદીશું, તેમ ગરમી વધારે લાગતી જણાશે. શુમારે વીસ હજાર ફૂટની ઉંડાઇએ પાણી ઉકળે એટલી ગરમી છે એવું અનુમાન થાય છે. એ હિસાબે ગણતાં વીસ માઈલની ઉંડાઇએ સઘળા પદાર્થોનો રસ થઈ જશે. એ રસ ઘણુંકરીને બળતા પહાડોમાંથી બહાર વહી આવે છે.

એ રસ ઠંડો પડી કઠણ થાય છે અને તેનો ખડક બને છે. એ ખડક એક વાર અગ્નિથી પીગળેલા પદાર્થનો બને છે, માટે એને આગીઆ ખડક કહે છે. મહારાષ્ટ્રમાં ઠેરઠેર કાળા ખડક જોવામાં આવે છે તે આ જાતના છે.

અતિશય ગરમીને લીધે પૃથ્વીનું પેટું પ્રવાહી હોવું જોઇએ એવું અનુમાન થાય છે. આ બાબતમાં ભૂસ્તરવેત્તાઓનો એક મત નથી. કેટલાક કહે છે કે તે ઘન છે, અને કેટલાક કહે છે કે તે કંઇક પ્રવાહી છે. ગમે તેમ હોય, તોપણ એટલું તો નક્કી કહી શકાય કે પૃથ્વીના પેટામાં અતિશય ગરમી છે.

પૃથ્વીના પેટામાં એટલી બધી ગરમી ક્યાંથી આવી? એનો ઉત્તર એ છે કે લાખો વરસ પર સૂર્યનો કકડો છુટો પડી પૃથ્વી બની. તે વેળા તેમાં સુરજના જેટલીજ ગરમી હતી. તે દિવસથી આજ લગી ઘણો કાળ વીતી ગયો, તે અરસામાં તે ધીમે ધીમે ટાઢી પડી. હાલ તેના પેટામાં મૂળની ગરમીનો બહુ થોડો અંશ રહ્યો છે.

ગરમ પદાર્થો ઠંડા પડે છે તે વારે સંકોચાય છે, તે પ્રમાણે પૃથ્વી પણ સંકોચ પામે છે. તે સંકોચાય છે ત્યારે તેનું પૃષ્ઠ ચિરાઇને ફાટે છે. એ કારણથી સમુદ્રને તળીએ રહેલા રેતાળ, વનસ્પતિજ તથા પ્રાણિજ ખડક કોઈ ઠેકાણે નીચે જાય છે અને કોઈ ઠેકાણે ઉપર આવે છે, અને આગીઆ ખડક ઘણુંકરીને ઉપર આવી ઉંચા જાય છે.

# पाठ ६७. हिंदुस्तान अने युरोपनी वच्चेना जुना अने नवा मार्ग.



સુએજની નહેર.

ઘણા પ્રાચીન કાળથી જુદા જુદા દેશોના લોકોમાં તમામ જાતની વસ્તુઓ અદલબદલ થયાં કરે છે. એ લેવડદેવડને વેપાર કહે છે. વેપારને લીધે ભિન્ન ભિન્ન દેશો જોડે વહેવાર ચાલે છે અને તેમની માહીતી મળે છે.

અસલના વખતમાં હિંદુસ્તાનમાંથી કાપડ, સુગંધીદાર વનસ્પતિ, ખાંડ, મસાલો વગેરે પદાર્થો યુરોપના દક્ષિણ ભાગમાં જતા હતા. ફીનિશી નામે પ્રખ્યાત વેપારીઓ ભૂમધ્ય સમુદ્રના પૂર્વ કિનારા પરની સાંકડી પટીમાં રહેતા હતા, તેઓ એ વસ્તુઓ લઈ જતા. ત્યાં ટાયર અને સીડન એ બે મોટાં બંદરો હતાં. એશિઆ ખંડનો માલ એ બંદરે બે રસ્તે થઇને જતો, અને ત્યાંથી યુરોપના દક્ષિણ ભાગમાં મોકલવામાં આવતો.

ફીનિશી લોકોનાં વહાણો હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા પરનાં બંદરોમાંથી નીકળી અરબી તથા રાતા સમુદ્રમાં થઈ ઈશાન કોણમાં જતાં. ત્યાંથી વહાણમાંનો માલ આગળ જમીનને રસ્તે પાલિસ્ટૈનમાં થઈ ઉપર કહેલાં બંદરોમાં જતો. થોડોક વેપાર પોઠ મારફતે ખુશકી એટલે જમીન માર્ગે પણ ચાલતો. પોઠ હિંદના વાયવ્ય તરફના પર્વતના ઘાટ ઓળંગી ઈરાન તથા અરબસ્તાનમાં થઈ ફીનિશીઆમાં જતી.

ફીનિશી લોકોનો વેપાર પડી ભાંગ્યા પછી ઉત્તર આફ્રિકાના કાર્થેજીનિઅન લોકો અને તેમની પછી ગ્રીક તથા રૂમી લોકો હિંદ જોડે વેપાર ચલાવવા લાગ્યા. ટાયર અને સીડન બંદરોનું મહત્વ ઘટી જવાથી સીકંદર પાદશાહે વસાવેલા અલેક્ઝાંડ્રિઆ નામે શહેરમાં થઈને વેપાર ચાલતો. ઈરાનના દારા કે ડરાયસ રાજાના વખતમાં હિંદુસ્તાનથી સુસા અને ત્યાંથી રૂમનો થઈને બીજો વેપારનો માર્ગ પણ હતો.

એ સમયથી ઇસ્વી સનનાં ૧૩ મા અને ૧૪ મા સૈકા લગી હિંદુસ્તાન અને યુરોપની વચ્ચે ત્રણ રસ્તે વેપાર ચાલતો હતો. હિંદુસ્તાનનાં બંદરોથી માલ નીકળી અરબીસમુદ્રમાં થઈને ઈરાની અખાત માંહેલા બસરા બંદરમાં જતો. ત્યાંથી તિગ્રીસ નદીમાં થઈને બગદાદ શહેરમાં આવી જમીનને રસ્તે, ભૂમધ્યસમુદ્રના કિનારા પર આવેલા સેલ્યુશિઆ બંદરે જતો. થોડોક માલ બગદાદથી થોડે છેટે જઈ ભૂમધ્યસમુદ્ર ભણી ન વળતાં કાળા સમુદ્રને કાંઠે આવેલા ટ્રેબિઝાંડ બંદરે ઉતરતો. કેટલોક માલ ફીનિશી લોકવાળા જળમાર્ગે થઈ જતો અને આફ્રિકાને કાંઠે ઉતરતો. ત્યાંથી અલેક્ઝાંડ્રિઆ થઈ યુરોપના વેનિસ અથવા જીનોઆ બંદરે રવાના થતો.

પંદરમા સૈકામાં તુર્ક લોકોએ યુરોપમાં ઘૂસી લૂટફાટ ચલાવવા માંડ્યાથી એશિઆ ખંડના વેપારને મોટો ધોકો પહોંચ્યો, અને વહેવારના ઘણાખરા માર્ગ બંધ પડી ગયા. એ વેળા યુરોપીઓએ હિંદુસ્તાનમાં આવવાનો જુદો માર્ગ ખોળી કાઢવાનો પ્રયત્ન કર્યો અને તેમાં તેઓ જલદી સફળ થયા.

પંદરમા સૈકાની શરૂઆતમાં પોર્ટુગીઝ લોકોએ નવા બેટો અને દૂરના દેશો શોધી કાઢવા માટે દરીઆની સફરો કરવા માંડી. ઇ. સ. ૧૪૮૬ માં બાર્થોલોમ્યુ ડિઆઝ નામે ખલાસી પોર્ટુગલથી નીકળી

દક્ષિણ ભણી હંકારતો હતો, તેવામાં તેનું વહાણ તોફાનમાં સપડાઈ જવાથી આફ્રિકા ખંડના દક્ષિણ બિંદુ કેપ ઑફ ગુડ હોપ ભણી વળ્યું. પરંતુ ખોરાક ખૂટી જવાથી ખલાસીઓ નબળા પડી ગયા, તેથી આગળ ન જતાં તેને પાછા ફરવું પડ્યું. ડિઆઝનું બાકી રહેલું કામ વાસ્કો ડા ગામા નામના વહાણવટીએ પૂરૂં કીધું.

સને ૧૪૯૭ માં તે ત્રણ વહાણ લઈને લિસ્બનથી હિંદુસ્તાન ભણી આવવા નીકળ્યો, અને બીજા વરસના મે મહીનાની ૨૦ મી તારીખે એ-ટલે નીકળ્યા પછી અગિઆર મહીને કાલીકટ બંદરે આવી પહોંચ્યો. દરીઆને રસ્તે હિંદુસ્તાનમાં આવવાનો એ માર્ગ જલદી પ્રખ્યાત થયો, અને તે પછી યુરોપી વેપારીઓનાં વહાણો એ રસ્તે આવવા જવા લાગ્યાં.

ઇ. સ. ૧૮૧૯ માં ટોમસ વાગહૉર્ન નામે અંગ્રેજે ભૂમધ્ય અને લાલ સમુદ્રમાં થઈ હિંદુસ્તાન આવવાનો જુનો માર્ગ પાછો ચાલુ કર-વાની કોશીશ કરવા માંડી. આ માર્ગમાં આવેલી સુએજની સંયોગી-ભૂમિમાં તેણે ગાડીમાં બેસીને જવાની ગોઠવણ કરી. કેપ ઑફ ગુડ હોપના રસ્તા કરતાં વધારે પાસે હોવાથી એ રસ્તે માલ અને ટપાલ જવા માંડ્યાં. પાછળથી એ સંયોગીભૂમિને ખોદીને નહેર કરવામાં આવી, તેથી એ માર્ગ અતિશય સોઈવાળો અને નજીકનો થયો.

# पाठ ६८. विलायतनी मुसाफरी.

## मुंबईथी पोर्ट सैयद.

ઘણા દિવસથી વિલાયત જવાનો મારો વિચાર હતો. એ કારણથી મહારાજા સાહેબ સાતમા એડવર્ડનો રાજ્યાભિષેક થયો, તે વેળા એક મોટા ગૃહસ્થની જોડે જવાનો પ્રસંગ મળવાથી મને અતિશય આનંદ થયો, અને ઉતાવળે સઘળી ગોઠવણ કરી જવાને તૈયાર થઈ ગયો. એક દહાડો શનિવારે બપોરે પેનિન્સ્યુલર અને ઓરિઅંટલ નામની કંપ-નીની ઇજીપ્ત નામે આગબોટમાં હું ચઢી બેઠો.

આગબોટ ચાલવા માંડ્યા પછી તેમાં કેવી જાતની ગોઠવણ કરી છે. તે જોવામાં મારો કેટલોક વખત ગયો. સૂર્ય આથમ્યા પછી થોડી વારે મુંબઈની દીવાદાંડીમાં તેજસ્વી દીવો સળગ્યો. એટલામાં વાળુ કરવાનો વખત થયો. વાળુ કર્યા પછી બધા ઉતારૂઓ આગબોટમાંની ખુલ્લી જગામાં એકઠા થયા. એ વેળા સમુદ્રના લિલાશ પડતા ભુરા પાણી પર ચંદ્રનું તેજ પડ્યાથી સુંદર દેખાવ જણાતો હતો, અને મંદ મંદ પવન વાતો હતો.

મુંબઈ છોડ્યા પછી પહેલા ચાર દિવસ જમીન બીલકુલ જોવામાં આવી નહિ. પાંચમે દહાડે અરબસ્તાનનો કિનારો અને તે પરનો પહાડ નજરે પડ્યા. આગળ જતાં કેટલીક આગબોટો અને આરબ લોકોનાં જહાજ દીઠામાં આવ્યાં. કોઈ કોઈ વાર માછલાંનાં ટોળાં પાણી પર કૂદતાં દેખાતાં હતાં. છઠ્ઠે દહાડે અમે એડન પહોંચ્યા. હું નીકળ્યો તે વેળા ઉનાળાની શરૂઆત હતી, તેથી મને આગબોટમાં ગરમ લુગડાં પહેરવાની જરૂર લાગી નહિ.

આગબોટે એડન બંદરમાં લંગર કર્યું, એટલે તેની બંને બાજુએ પુષ્કળ હોડીઓ આવી, અને સીદી, આરબ અને યાહુદી વેપારીઓ ભિન્ન ભિન્ન તરેહની વસ્તુઓ લઈને આગબોટની થડમાં આવ્યા. એ કારણથી ઠામ ઠામ ભીડ થઈ ગઈ. કેટલાક સીદીઓએ આગબોટ પર ચઢી આવી લોકોને પૈસા પાણીમાં નાખવાને કહ્યું. લોકોએ પૈસા નાખ્યા તે તેમણે કુદકો મારી કાઢી લીધા. આગબોટ પરથી એડન બંદર અને તેમાંનાં થોડાંક ઘરો નજરે પડતાં હતાં. એ મુલક ઝાડપાન વગરનો ઉજડ છે. મુંબઈથી એડન ૧૬૬૪ માઈલ દૂર છે. એ બંદર સને ૧૮૩૯ માં અંગ્રેજના તાબામાં આવ્યું.

બે ત્રણ કલાક પછી આગબોટ એડનથી ઉપડી, અને સો માઈલ દૂર ગયા પછી બાબલમાંડબની સામુદ્રધુનીમાં દાખલ થઈ. એ સામુદ્રધુની રાતા સમુદ્રના મુખમાં છે, અને એની થડમાં પેરિમ બેટ છે. એ બેટમાં એક કિલ્લો અને દીવાદાંડી છે. કિલ્લામાં થોડાક અંગ્રેજ સિપાઈઓ રહે છે. રાતા સમુદ્રમાં આગબોટ હંકાર્યા પછી ડાબી બાજુએ ઘણે દૂર આફ્રિકા ખંડનો કિનારો દેખાવા માંડ્યો. એ સમુદ્રના પાણીનો અને અરબી સમુદ્રના પાણીનો રંગ સરખો છે. એ સમુદ્રમાં હવા

ગરમ લાગવા માંડી. એમાં થઈને જતાં નાના નાના ખડકવાળા પુષ્કળ બેટો જોવામાં આવ્યા. તેમાં વસ્તી નથી એમ કહે છે. એ સમુદ્રમાં પરવાળાંનાં જીવડાંએ બનાવેલા ખડકોની હારની હાર છે.

એડનથી ઉપડ્યા પછી પાંચમે દહાડે બપોરે અમે સુએજ બંદરમાં જઈ પહોંચ્યા. તે એડનથી ૧૩૧૦ માઈલને છેટે છે. એ બંદરમાં આગબોટમાંથી જે પ્રદેશ દેખાયો તે લિલોતરી વગરનો ઉજડ હતો. સુએજ ગામનો દેખાવ કંગાળ છે. એમાંનાં ઘરો નાનાં અને બેડોળ બાંધણીનાં છે. એમાં આરબ લોકોની વસ્તી ઝાઝી છે. અહીં આગબોટ ત્રણેક કલાક થોભ્યા પછી પાછી ઉપડી.

અમે સુએજ બંદર છોડીને ત્રણ માઈલ દૂર ગયા, એટલે સુએજની પ્રખ્યાત નહેરમાં અમારી આગબોટે પ્રવેશ કર્યો. એ નહેર લેસેપ્સ નામે એક ફ્રેંચ ઈજનેરે સને ૧૮૫૯ માં બાંધવા માંડી અને સને ૧૮૬૯ માં પુરી કરી. એ નહેર બાંધવાનો ખરચ આસરે સત્તર કરોડ રૂપીઆ થયો છે. નહેરની લંબાઈ ૮૮ માઈલ, પહોળાઈ ઓછામાં ઓછી ૧૪૪ ફૂટ અને ઉંડાઈ ૨૮ ફૂટ છે. એ નહેર ત્રીસ ચાળીસ માઈલ લાંબાં ચાર સરોવરમાં થઈને જાય છે. એમાંના એક સરોવરની થડમાં ઈસ્માલિઆ શહેર છે. અહીંથી આગગાડીમાં બેસીને કેરો શહેરમાં જવાય છે. સુએજથી આગગાડીમાં બેસીને પણ ઈસ્માલિઆ પહોંચાય છે.

ઈસ્માલિઆ શહેર સુએજ અને પોર્ટ સૈયદની વચ્ચોવચ્ચ છે. એ શહેરમાં મીસરના ખેદીવનો મહેલ છે. ઈસ્માઈલ પાશા નામે ખેદીવના નામ પરથી એ શહેરનું નામ પડ્યું છે. એ શહેરમાંના મુખ્ય રસ્તા મોટા અને સુંદર છે.

સુએજની નહેરમાં થઈને જતાં એક દિવસ લાગ્યો. નહેરની બહાર નીકળ્યા પછી અમારી આગબોટ સૈયદ બંદરમાં પેઠી.

# पाठ ६९. विलायतनी मुसाफरी.

## पोर्ट सैयदथी लंडन.

સુએઝની નહેર બાંધવામાં જે ખેદીવે મદદ કરી હતી તેનું નામ સૈયદ મહમદ હતું. તેના નામ પરથી નહેરને છેડે બાંધેલા આ નવા બંદરનું નામ લેસેપ્સે પોર્ટ સૈયદ એટલે સૈયદ બંદર પાડ્યું. એ બંદરમાં અમારી આગબોટને કોયલા લેવાના હતા, તેથી નીચે ઉતરી ગામમાં જવાની મને જોગવાઈ મળી. એ શહેરમાં મોટી દુકાનો, પેઢીઓ, દેવળો, નાટકશાળા, ચા કાફી વેચનારાની દુકાનો તથા વીસીઓ છે. શહેરની આસપાસ ધોળી રેતીના મોટા ઢગલા દેખાય છે. એમાં બહુજ થોડાં ઝાડો છે.

અમે આ બંદરમાં આવ્યા, ત્યારે અહીં પેનિન્સ્યુલર કંપનીની ઓસિરિસ નામે આગબોટ ઉભી હતી. તેમાં અમારી આગબોટમાંના પહેલા વર્ગના કેટલાક ઉતારૂઓ જઈ બેઠા, અને ટપાલની થેલીઓ લઈ જઈને મૂકી. પછી તે આગબોટ બ્રિંડિસી જવાને ઉપડી. બ્રિંડિસીથી આગગાડીને રસ્તે લંડન વહેલું પહોંચાય છે. અમારી આગબોટમાં કોયલા લીધા પછી અમે માર્સેલ્સ બંદર તરફ જવાને નીકળ્યા. પોર્ટ સૈયદ અને માર્સેલ્સની વચ્ચે ૧૨૧૯ માઇલનું અંતર છે.

સૈયદ બંદર છોડ્યા કેડે અમે ભૂમધ્ય સમુદ્રમાં પેઠા. ત્રીજે દિવસે ઇટાલી દેશની દક્ષિણે આવેલી મેસિનાની સામુદ્રધુની વટાવીને આગળ ગયા. આગબોટ પરથી સિસિલી બેટ માંહેલા એટના નામે જ્વાળામુખીનું શિખર દેખાયું. તે પર પુષ્કળ બરફ પડેલો હતો. થોડે છેટે ગયા પછી ઉત્તર ભણી એટલે અમારી આગબોટની જમણી બાજુએ સ્ટ્રોંબોલી બેટ તથા તે પરનો બળતો પહાડ અમારી નજરે પડ્યા. આ ઠેકાણે સમુદ્રમાં ઘણાં વમળ થાય છે. એજ દિવસની સાંજે સાર્ડિનિઆ અને કોર્સિકા બેટમાંની બોનિફેશીઓની સામુદ્રધુનીમાં થઇને અમે આગળ ગયા, અને બીજે દહાડે માર્સેલ્સ બંદરે પહોંચ્યા. એ દિવસે મુંબઈ છોડ્યાને પંદર દહાડા થયા હતા.

આગબોટે લંગર કર્યું, એટલે અમે નીચે ઉતરી ભાડાની ગાડીમાં બેસી શહેરમાં ગયા. **ફ્રાંસ**ની દક્ષિણમાં જે બંદરો છે, તેઓમાં એ બંદર સર્વથી મોટું અને પ્રખ્યાત છે. એ શહેરના રસ્તા પહોળા, સ્વચ્છ અને સુંદર છે. એમાં ખ્રિસ્તી લોકોનું નોટ્રડેમ નામે બહુ મોટું દેવળ છે. હિંદુસ્તાનથી નીકળેલા પ્રવાસીને યુરોપ ખંડમાંનું આ પહેલુંજ શહેર જોઈને ઘણો આનંદ થાય છે. અમારી આગબોટમાંના થોડા ઉતારૂઓ આ બંદરે ઉતરી આગગાડીમાં બેઠા. આગગાડી ઠેઠ **ફ્રાંસ**ના **કાલે** શહેરમાં જાય છે; ત્યાંથી આગબોટમાં બેસી **લંડ**ન જવાય છે. આ માર્ગે અહીંથી **લંડ**ન પહોંચતાં ચોવીસ કલાક લાગે છે.

**માર્સેલ્સ**થી નીકળ્યા પછી બે દહાડે અમે જીબ્રાલ્ટર બંદરે જઈ પહોંચ્યા. એ બંદર ઇતિહાસમાં પ્રખ્યાત છે. આ ઠેકાણે આગબોટ ઝાઝી વાર થોભતી નથી. જીબ્રાલ્ટર પ્રખ્યાત ડુંગરી કિલ્લો છે, અને તે પર મોટી મોટી તોપો છે, પણ એક તૂટેલા પહાડ સિવાય આગબોટ-



જીબ્રાલ્ટર.

માંથી બીજું કશું દેખાતું નથી. એ પહાડ ૧૪૦૮ ફૂટ ઉંચો, લગભગ ત્રણ માઈલ લાંબો અને પોણો માઈલ પહોળો છે. એ બંદર ઇ. સ.

૧૭૦૪ માં અંગ્રેજના હાથમાં આવ્યું. માર્સેલ્સથી જીબ્રાલ્ટર ૬૯૪ માઇલ, અને જીબ્રાલ્ટરથી લંડન ૧૨૯૯ માઇલ છે.

જીબ્રાલ્ટરની સામુદ્રધુની છોડી અમે આટલાંટિક મહાસાગરમાં આવ્યા. અહીંથી અમે જેમ જેમ આગળ ગયા તેમ તેમ વધારે ટાઢ વાવા માંડી. એ કારણથી પેટીમાંથી ઊનનાં લુગડાં કાઢીને પહેરવાં પડ્યાં. વચ્ચે વચ્ચે પોર્ટુગલ દેશનો કિનારો દેખાતો હતો. અમે બિસ્કેના ઉપસાગરમાં આવ્યા તે વારે સમુદ્ર ખળભળેલો હોવાથી અમારી આગબોટ વધારે ડોલવા લાગી અને અમને બેચેની થઈ.

જીબ્રાલ્ટર છોડ્યા પછી ચોથે દિવસે અને મુંબઈથી ઉપડ્યા પછી એકવીસમે દહાડે ઈંગ્લાંડ દેશનો દક્ષિણ કિનારો અને તે પરની એડિસ્ટોન નામે દીવાદાંડી દેખાવા માંડ્યાં. અર્ધા કલાકમાં અમે પ્લિમથ બંદરમાં દાખલ થયા. આગબોટ પરથી શહેરમાંનાં દેવળોના મિનારા અને કેટલાંક શાકભાજીનાં ખેતરો નજરે પડ્યાં. આ બંદરમાં કેટલાક લોકો ઉતર્યા પછી ઈંગ્લાંડના દક્ષિણ કિનારા ભણી આગબોટ હંકારી.

બીજે દિવસે પરોઢીઆમાં બીચીહેડનો ખડીનો ઉંચો ડુંગર દેખાવા માંડ્યો. થોડી વાર કેડે અમે ડોવર ગામની થડમાં આવ્યા. અહીંથી દક્ષિણ તરફ ફ્રાંસ દેશનો કિનારો દેખાતો હતો. ડોવર વટાવી અમે ટેમ્સ નદીમાં પેઠા. છેવટ સાંજ પડતાં આલ્બર્ટ ડાક નામે ગોદીમાં આવી અમારી આગબોટે લંગર કર્યું, એટલે અમે તેમાંથી નીચે ઉતરી ઈંગ્લાંડના કિનારા પર પગ મૂકયો.

# पाठ ७०. ब्रिटिश बेट.



લંડનનું બારૂં. ટાવર બ્રિજ નામનો પૂલ.

યુરોપખંડના વાયવ્ય ખુણામાં બે મોટા બેટ છે. તેમનાં નામ ગ્રેટ બ્રિટન અને આયર્લાંડ છે. એ બંને બેટને બ્રિટિશ બેટ કહે છે, અને એમાં ઈંગ્લાંડ, સ્કોટલાંડ અને વેલ્સ એ ત્રણ દેશ છે. આયર્લાંડ બેટ ગ્રેટ બ્રિટનની પશ્ચિમે છે. એ બંને બેટને ફરતા બીજા પુષ્કળ નાના બેટો છે.

હિંદુસ્તાનના પ્રમાણમાં એ બેટ બહુ નાના છે. ગ્રેટ બ્રિટનની વધારેમાં વધારે લંબાઈ ૭૦૦ માઈલ અને વધારેમાં વધારે પહોળાઈ લગભગ ૩૦૦ માઈલ છે. એની ઓછામાં ઓછી પહોળાઈ માત્ર ૩૫ માઈલ છે. એ બેટમાંનું હરકોઈ સ્થળ દરીઆથી ૬૫ માઈલ કરતાં વધારે દૂર નથી. એ બંને બેટમાં ઉંચા પર્વતોની હાર બીલકુલ નથી, પણ નાના મોટા ડુંગરો ઘણા છે. ઈંગ્લાંડનો પશ્ચિમ અને ઉત્તર ભાગ, સ્કોટલાંડનો ઉત્તર ભાગ અને આયર્લાંડના કિનારાપરનો પ્રદેશ ડુંગરી છે. એ બેટ નાના હોવાથી એમાં મોટી નદીઓ પણ નથી. મોટામાં મોટી નદીઓ ટેમ્સ અને સેવર્ન છે.

બ્રિટિશ બેટની રાજ્યધાની લંડન ઈંગ્લાંડમાં ટેમ્સ નદીને કાંઠે છે. એ પૃથ્વી પર સૌ કરતાં મોટું સમૃદ્ધિવાળું અને બહોળા વેપારનું ઠેકાણું છે. એ સિવાય ઈંગ્લાંડમાં માંચેસ્ટર અને લિવરપુલ નામે નગરો છે. તેનો વેપાર આપણા દેશ જોડે ઘણો છે. હિંદુસ્તાનમાંથી રૂ ચઢે છે, તેનું એ બે શહેરોમાં કાપડ વણાઈ અહીં આવે છે. સ્કોટલાંડની રાજધાની એડિંબરો છે. એ ઘણું રળિઆમણું અને ત્રણ ડુંગરા પર બાંધેલું છે. એ શહેરના બે ભાગ છે, જુનું ને નવું. જુના એડિંબરોના રસ્તા સાંકડા છે, અને ઘર જુનાં ને ઉંચાં છે. તેમાં કેટલાંક તો દશ કે બાર માળનાં છે. નવા એડિંબરોના રસ્તા ને ચોક ચોડા, અને ઘર ધોળા પત્થરનાં બાંધેલાં છે. આયર્લાંડમાં મુખ્ય શહેર ડબ્લિન લિફી નદીના કાંઠા પર છે. એ શહેરનો કેટલોક ભાગ સુંદર છે.



વિલાયતના ગામડાનો દેખાવ.

ગ્રેટ બ્રિટન તથા આયર્લાંડ બેટની હવા હિંદુસ્તાનની હવાથી ઘણી જુદી છે. આપણા દેશમાં ઉનાળામાં અતિશય તાપ પડે છે, અને તેને લીધે વરસના છ મહીના લગી આખો દેશ લિલોતરી વગરનો સુકો દેખાય છે. બ્રિટિશ બેટમાં એ પ્રમાણે થતું નથી. ત્યાં બારે માસ ચોથે પાંચમે દિવસે થોડો ઘણો વરસાદ પડે છે, તેથી ત્યાંની જમીન હંમેશાં લીલી

